ગામ શ્રી ચોરવાડમધ્યે ગવાતા

# નવરાત્રીના ગરબા

સંગ્રાહક તથા પ્રકાશક:—
નરોત્તમદાસ હરચંદ દામાણી
—વેણીશંકર વહાલજી પઢીયાર
મુ. ચોરવાડ (કાઠિયાવાડ)



સંવત ૧૯૮૧-સન ૧૯૨૫ પ્રથમાવૃત્તિ-પ્રત ૬૦૦

મૂલ્ય પાંચ આના

## આ પુસ્તક સંબંધી પ્રકાશકોના

# બે બોલ

---

આજકાલ જૂના મુખપાઠે રહેલા અને ગવાતા સાહિત્યપ્રતિ સુભાગ્યે લોકોનું ધ્યાન ખેંચાયું છે અને તેનું મહત્વ તથા તેમાં રહેલો જીવનરસ સમજાવા લાગ્યો છે; તેવે સમયે અમારા વતનના ગામ ચોરવાડમધ્યે નવરાત્રપ્રસંગે ગવાતા પદ્યસાહિત્યનો આ નાનો સંગ્રહ ઠીક ઉપયોગી થશે એમ અમારૂં ધારવું છે.

આ પુસ્તકમાં આપેલ ગરબા, ગરબી, હીંચ, જોડીયાં, પદ વગેરે આજસુધીમા છપાયાં નહિજ હોય એવું તો નજ કહી શકાય તેમજ તે બીજે સ્થળે ગવાતાં નહિ હોય એવું પણ ન કહી શકાય; પરંતુ ચોરવાડમાં તે જે રીતે ગવાય છે અને તેનાં હલક-ઝલક લોકોમાં જે રીતે ચાલુ છે તે જળવાઇ રહે તો સારૂં, એ ઉદ્દેશથી તે પ્રસિદ્ધ કર્યાં છે; અને તેથી તેમાંની ભાષા, જોડણી, શુદ્ધિ, પ્રાસ, તાલ વગેરેમાં કંઈ ખાસ સુધારો વધારો ન કરતાં તે જે રૂપમાં લખેલાં વા બોલાયેલાં અમને મળી શક્યા છે તે રૂપમાં અમે સાદર કર્યાં છે. એમાંની વસ્તુ-વિચાર અને ભાષા, જોડણીની તુલના અથવા શુદ્ધિ એ વિદ્વાનોનો વિષય છે અને તેથી એ સંબંધે જે ક્ષતિ હોય તે સુધારીને સમજી લેવા વિનતિ છે.

આ સંગ્રહમાં આવેલ પદ્યોના મૂળલેખકોનો તેમજ તે મેળવી આપવામા મદદ કરનાર મિત્રોનો અને છપાવવાના કાર્યમાં મહેનત લેનાર ભાઇશ્રી જીવનલાલ કરસનજી ઠાકરનો અંતઃકરણપૂર્વક આભાર માની, જે ઉદ્દેશથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો યત્ન છે તે ઉદ્દેશથી ચોરવાડવાસીઓ તેમજ અન્ય વાચકો તેનો લાભ લેશે, એવી આશા સાથે વિરમીએ છીએ.

ચોરવાડ (કાઠિયાવાડ)
સં. ૧૯૮૧, આસો સુદ ૨

લી.
પ્રકાશકો

# શુદ્ધિપત્ર

વાચકે નીચે પ્રમાણે સુધારીને વાંચવા વિનતિ છે

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | ૧૯ | ઘણુ | ઘણું |
| ૨૪ | ૧૩ | રાધીકાની રમલ | રાધીકાની રમલે |
| | | મોતીયું નાકે લળકે | મોતીકું નાકે લળકે |
| ૨૫ | ૬ | બાજુબંધ | બાજુબંધે |
| ૨૬ | ૮ | આક | આંક |
| ૨૯ | ૮ | નદજી | નંદજી |
| ૩૪ | ૧૩ | કઠે | કંઠે |
| ૫૧ | ૫૮ | ાનમા | મનમા |
| ૫૬ | ૨૧ | ફૂલડેને | ફૂલડેને |
| ૫૯ | ૩ | નીરે તીરે | નીરે તીરેરે |
| ૫૯ | ૧૮ | બોલ વેરે | બોલાવેરે |
| ૬૦ | ૯ | સરસિની | સરશે ની |
| ૬૯ | ૧૬ | લૂટાયરે | લૂંટાયરે |
| ૭૦ | ૧૧ | મારા ગયા છે ત્રણરે | માસ ગયા છે ત્રણરે |
| ૭૧ | ૮ | લરે | ફૂલરે |
| ૭૯ | ૨૦ | ગાય | ગાયે |

॥ ૐ શ્રી ॥



ગામશ્રી ચોરવાડ મધ્યે ગવાતા

# નવરાત્રીના ગરબા

## (૧) શ્રી ચોરવાડી માતાજીની ગરબી

પરથમ પહેલો રે મા સમરીયે, ને કંઈ દુંદાળો ગણેશ;
સનમુખ સાવજ રે મા તીહાં વસે, ને કંઇ હનુમંત મોટો પાસ. ૧
ચોરવાડ મધ્યે રે મા ચોરવાડી, ને કંઇ વનમાં તારો વાસ;
કારજ કીધાં રે મા અતિ ઘણાં, ને કંઇ સેવકની પૂરો આશ. ૨
ચૈતર શુદી રે મા આઠમને દિન, માણસ મેળો થાય;
મનખો મલીયો રે મા અતિ ઘણો, ને કંઇ મીઠો વેલારી પાસ. ૩
હાથી આવ્યો રે મા પાપીયો, ને કંઇ લાજ ન આણી લગાર;
બરછી નાખી રે મા બળ કરી, ને કંઇ લાગી નહીં તે લગાર. ૪
ઉગારી લીધો રે મા અંગે કરી, કંઇ જાણી પોતાનો દાસ;
માનતા કીધી રે મા વાણીયે, ને કંઈ અગડે અન્ન ન ખાય. ૫

વાહાણુજ તાર્યાં રે મા બુડતાં, ને કંઈ ઘડી ન લાગી વાર;
ચંપાનળો રે મા ભરીયો, ને કંઈ ચરણાચોલીમાંય. ૬
સમુદ્ર મધ્યે રે મા સેલાવીયો, ને કંઇ આવ્યો તે વમળમાંય;
સેવક સુતો રે મા સંઘજી, ને કંઇ આવ્યાં તે સ્વપ્નામાંય. ૭
ઝંખી ઉઠયો રે મા ઉતાવળો, ને કંઈ ગયો તે વમળમાંય;
ચરણાચોલી રે મા લાવીયો, ને કંઈ માતાના મંદિરમાંય. ૮
ઉછરંગે રે માને ઓઢાડીયાં, ને કંઈ ઉપર રેશમઘાટ;
ઓઢી ઓઢી ઉત્તમ ઘાટડી, ને તેની નવરંગી છે ભાત. ૯
સંવત સતર રે મા છોતેરો, ને કંઈ રૂડો તે આસુ માસ;
બીજ કહીયે રે મા અંજવાલી, ને કંઇ ભોમે તમારો વાસ. ૧૦
પાયે લાગું રે મા પ્રેમ ધરી, ને કંઈ સેવકની પૂરો આશ;
કરજોડીને રે મા વીનવે, ને કંઇ મકનજી તારો દાસ. ૧૧



## (૨) શ્રી મમાઇ માતાજીની ગરબી

અરે તમે સમરો માતાજી મમાઈનેરે,
અરે આવ્યાં સમદર બેઠતાં સહાયનેરે. તમે૦ ૧
અરે સમુદ્ર બેટે તમારીરે સ્થાપના,
અરે વૈશ્ય સુતાર કરે તમારી સેવનારે. તમે૦ ૨
અરે મોર હંસ ને માતા આવીયાંરે,
અરે મન મુંઝાણું ને પાછાં ઉડી ગયાંરે. તમે૦ ૩

અરે ચાર શંખ તે ત્યાંરે પડયા રહ્યા,
અરે રૂડાં રાઈકાજી આવીને લઈ ગયાંરે. તમે૦ ૪
અરે એક શંખ અડોદર આવીયોરે,
અરે કીધી સ્થાપના ને મઢ બનાવીયોરે. તમે૦ ૫
અરે માને પાયે લાગું તે પરમેશ્વરીરે,
અરે આવ્યાં લોજના ચોકમાં લખેશ્વરીરે. તમે૦ ૬
અરે ત્યાંથી આનંદ થઈને ઉઠયો હસીરે,
આવ્યાં ચોરવાડના ચોકમાં લખેશ્વરીરે. તમે૦ ૭
અરે ત્યાં મોટો તે મઢ કહેવાય છેરે,
અરે મગ ચોખા તે મોળા રંધાયછેરે. તમે૦ ૮
અરે માને આઠ સોયે તે કુંકુમ હીંગળેરે,
અરે નવરાતુમાં જ્વાળા નીકળેરે. તમે૦ ૯
અરે માને અગર ને ધુપની આરતીરે,
અરે માતો વખના તે વખ ઉતારતીરે. તમે૦ ૧૦
અરે પઢીયારૂ તમારા પોઠીયારે,
અરે વૈશ્યસુતારૂ તમારા ગોઠીયારે. તમે૦ ૧૧
અરે સમો આવી સાંગાવાડીએ નાહાયછેરે,
અરે ત્યાં જુથ ને ડમરાં પુજાયછેરે. તમે૦ ૧૨



## (૩) શ્રી આદ્યશક્તિનો ગરબો

અર્ક ન ઈન્દુ પવન નહિ પાણી મા,
આદ્યશક્તિ અંબા આદ્ય ભવાની મા.
આરાસુરની તું છો ધણીઆણી મા,
તારી ગતિ કોઈએ નવ જાણી મા.
તેં જુગ જાયા ને જુગત રચી છે મા,
તારી માયામાં સૌ જન ભૂલાય મા.
કોટિક ઈન્દુ ને કોટિક અર્ક મા,
તું છે નિરંજન, તું છે નિરાકાર મા.
પ્રાતઃકાળે અંબા બાળકુમારી મા,
કન્યા રૂપ ધર્યું છે મહાકાલી મા.
ઉત્તમ અંગે પહેરી છે સાડી મા,
રમઝમ રમઝમ નેપુર વાજે મા.
તેને નાદે અમર ગાજે મા,
ઝીણે સાદે ઝાંઝરી વાજે મા.
વીંછીયા પાયે સરસ બિરાજે મા,
નેણે કાજળ અતિ લવલેશ મા.
મુક્તામણીનો હાર બિરાજે મા,
નાકે મુક્તાની રમલ સોહે મા.
સુરજન મુનિજનનાં મન મોહે મા,
હરખે હસતાં દંત ઝળુકે મા.
કેશર આડ કુંકુમની સોહે મા,

તેમાં ટીલડી સીંદુર વરણી મા.
મહીસાસુરની હામજ ટાળી મા,
તું છે શાંતિ ને તું છે સુખદાતા મા.
ગાતાં સાંભળતાં સૌ સુખી થાયે મા,
સેવક સંઘજી શરણું માગે મા.

---

## (૪) શ્રી અંબાજી માતાજીની ગરબી

જે કોઈ અંબીકાજી માતને આરાધશેરે લોલ,
તેનાં પુત્ર પરિવાર જશ વાધશેરે લોલ. ૧
અંબાજી સુખડાં આપોની સંસારનાંરે લોલ,
પેહેલાં દુખડાં ભાગોની ભવતારનાંરે લોલ. ૨
માતા અંબીકાનાં લોચન સોહામણાંરે લોલ,
માને પુજીયે ને નીત્ય લીયે ભામણાંરે લોલ. ૩
માને કોટે સુરજ રવિ જળહળેરે લોલ,
માને પુજીયે ને ઘરતના દીવા બળેરે લોલ. ૪
માને આરાધે છે મુનીવર દેવતારે લોલ,
માના ચરણ પુજીને સહુ સેવતારે લોલ. ૫
સજ્યા સોળે શણગાર માએ શોભતારે લોલ,
માને દેવતાઓ મોતીડે વધાવતારે લોલ. ૬
અંબાજી ગરબે રમવાને પોતે નીસર્યાંરે લોલ,
ત્યારે જનમજંજાળ દુઃખ વીસર્યાંરે લોલ. ૭

ત્રીપુરાસુંદરી ને કુમારીકા આવીયાંરે લોલ,
તેને અંબીકાએ મોતીડે વધાવીયાંરે લોલ. ૮
આવ્યાં તુળજા ને તોતળ બહુચરારે લોલ,
કેશ છુટાને ફુલે ભર્યાં ચોટલારે લોલ. ૯
આવ્યાં સીતળા ને રાધીકા સરસ્વતીરે લોલ,
સાથે ઉમીયા સતી ને કામની રતીરે લોલ. ૧૦
આવ્યાં ઉરવશી ને મેનકા પીતાંબરા રે લોલ,
અંબા ફુટડી ને ઈંદ્રકેરી અપ્સરારે લોલ. ૧૧
આવ્યાં ચંડીકા ને ચોસઠ જોગણીરે લોલ,
તે તો કંદર્પ કળાકેરી ભોગણીરે લોલ. ૧૨
આવ્યાં ભોવાની ને માત ભુવનેશ્વરીરે લોલ,
હાથમાં કુંકુમ કેશરની થાળી ભરીરે લોલ. ૧૩
જે કોઈ અંબીકાને આંગણુ આવીયાંરે લોલ,
ઘણાં પુષ્પે ને મોતીડે વધાવીયાંરે લોલ. ૧૪
હાથમાં પ્યાલા ભર્યા છે અમૃતપાનનારે લોલ,
લોચન ફેરવે ને ચાળા કરે ગાનનારે લોલ. ૧૫
હાથમાં ફુલના દડાને માંહોમાંહી રમેરે લોલ,
છંદ ગાવા માંડયા તે સહુને ગમેરે લોલ. ૧૬
મતવાલી થઈને ફરે ફુદડીરે લોલ,
નાના રંગની ઓઢી છે માથે ચુંદડીરે લોલ. ૧૭
તે તો જાણે ઈશાનકેરી વીજળીરે લોલ,
દીસે દીવાળીની રાત અતિ ઉજળીરે લોલ. ૧૮

પાન ચાવેને માંહોમહીં છાંટી ભરેરે લોલ,
કેડથી નીચાં નમેને ફુદડી ફરેરે લોલ. ૧૯
ઠમકે વાગે ઘુઘર બેઉ પાયનારે લોલ,
છંદ ગાયે તે છત્રીશ રાગનારે લોલ. ૨૦
તાળી પાડે ને અંગ મરડે ઘણુંરે લોલ,
શોભે આંગણું તે અતિ અંબાજીતણુંરે લોલ. ૨૧
માની કેડ કમળ જેવી પાંખડીરે લોલ,
નેણુ ઘેરાંને રાતી ચટક આંખડીરે લોલ. ૨૨
ચુડો ખખડે ને હાથ રસ હાંડીયારે લોલ,
એવા નીત્ય નવા ખેલ માએ માંડીયારે લોલ. ૨૩
કેશર કસ્તુરી બીરાજે માને છાંટણાંરે લોલ,
વેણુ છુટીને કંઠે ઘરેણાં ઘણાંરે લોલ. ૨૪
દીવા કીધા છે ઘૃત કપુરનારે લોલ,
મદ ભાંગ્યા છે માએ અસુરનારે લોલ. ૨૫
વચમાં વાયા કેશર કેરા ક્યારડારે લોલ,
સહુએ પેહેર્યા ચંબેલીકેરા હારડારે લોલ. ૨૬
ગરબો જોવા આવ્યા તે મહાદેવજીરે લોલ,
ગંગા જોવા આવ્યાં તે કાશીથકીરે લોલ. ૨૭
વીષ્ણુ વૈકુંઠ તજીને જોવા આવીયારે લોલ,
તેને અંબીકાએ મોતીડે વધાવીયારે લોલ. ૨૮
આવ્યા સહસ્ર અઠયાશી રૂષી ત્યાં થકીરે લોલ,
તેને અંબીકાજી પુષ્પોએ વધાવતીરે લોલ. ૨૯

બાર સુરજ આવ્યા તે રાંદલ સાથશુંરે લોલ,
જોવા શહીણી આવ્યાં ચંદ્રમા નાથશુંરે લોલ. ૩૦
બાર મેઘ આવ્યા તે અમી વરસતારે લોલ,
લોક માનવીને જીવજંત તરસતારે લોલ. ૩૧
જોવા આવી પાતાળકેરી નાગણીરે લોલ,
જોવા ન આવી તે નાર અભાગણીરે લોલ. ૩૨
કામધેનુ આવીને ચમરી કરેરે લોલ,
છત્ર હેમનુ બીરાજે માને શીર હળેરે લોલ. ૩૩
માને પુજ્યાથી વીશ્વનો મળે ધણીરે લોલ,
માને આરાધેથી લક્ષ્મી વરસે ઘણીરે લોલ. ૩૪
માને પુજે નહીં તેને હેવે હંડીયારે લોલ,
માને આરાધે નહીં તે સરવે ગંડીયારે લોલ. ૩૫
એવું જાણીને માતને આરાધશેરે લોલ,
તેથી દૈત્ય ડાકણ ભૂત ભાગશેરે લોલ. ૩૬
દેવી સરવે મલીને વર આપતીરે લોલ,
રૂષી દેવતા પોતાના કરી સ્થાપતીરે લોલ. ૩૭
એવી આરાસુરમાં તે રચના ઘણીરે લોલ,
જોગમાયા તે ચાૈદલોકનાં ધણીરે લોલ. ૩૮
જે કોઈ પુજશે અંબાજીના ચરણનેરે લોલ,
તે જનમોજનમ રહેશે માના શરણનેરે લોલ. ૩૯
જે કોઈ નીંદા કરશે ભોવાનીતણીરે લોલ,
તેને વિપત્તિ પડશે અતિ ઘણીરે લોલ. ૪૦

જે કોઈ અંબીકાના જનને છેડશેરે લોલ,
તેની માથે હુતાશન રેડશેરે લોલ. ૪૧
અંબા જાગતી તે આજ કળીકાળમાંરે લોલ,
ભક્ત ભીડાણા જાણીને આવી બ્હારમાંરે લોલ. ૪૨
માના નાકનું એ બીંદુ નમે નહીંરે લોલ,
માના વેસર તે શોભીતા છે સહીરે લોલ. ૪૩
માની ભૃગુરી વસે છે બ્રહ્માંડમાંરે લોલ,
દૈત્ય ઉછાળી નાખ્યા છે એક તાનમાંરે લોલ. ૪૪
સુરજ ચંદ્રવત્ અકોટા માના કાનમાંરે લોલ,
તે તો નિત્ય આવે માતના ધીયાનમાંરે લોલ. ૪૫
માનો ગરબો ગાયે શીખેને સાંભળેરે લોલ,
સુખ સંપત્તિ પામેને અંબાજી મળેરે લોલ. ૪૬
કામ ક્રોધ અહંકાર તેથી ટળેરે લોલ,
અંબા પુજેથકી વિશ્વનો ધણી મળેરે લોલ. ૪૭
વિશ્વમધ્ય વિશ્વમાત રહે જાગતીરે લોલ,
શત્રુ મારીને સ્થાનકે બીરાજતીરે લોલ. ૪૮
રોમરોમ વ્યાપી દીનાનાથશુંરે લોલ,
ભક્ત પોતા જાણીને સાહે હાથશુંરે લોલ. ૪૯
અંબાજી ગરબે રમીને ઘેર આવીયાંરે લોલ,
સુખસંપત્તિ અતિ ઘણી લાવીયાંરે લોલ. ૫૦
એમ દાસ વલભ વાણી વદેરે લોલ,
અંબાજી પાયે લાગું ને રહેજો ફદેરે લોલ. ૫૧



## (૫) અલબેલી અંબાજીની ગરબી

અલબેલીરે અંબે માત ગરબે રમે છે રે,
આવ્યાં નૌત્તમ નવરાત્ર સૌને ગમે છે રે.
માજી કનકનો ગરબો ઘડયો મા રમે છે રે,
કરમાં ધર્યો અમીપાત્ર સૌને ગમે છે રે.
માજી સેંથે સીંદુર પુરીયો મા રમે છે રે,
કીધી કુંકમ કેશરની આડ સૌને ગમે છે રે.
માજી પ્હેર્યાં તે ચરણાં ચીર મા રમે છે રે,
માથે ઓઢણુ રેશમી ઘાટ સૌને ગમે છે રે.
માજી કાંબી ને કડલાં પ્હેર્યાં મા રમે છે રે,
થાયે ઝાંઝરનો ઝમકાર સૌને ગમે છે રે.
માજી ચોસઠ બેન ટોળે મળી મા રમે છે,
માંડયો તે ઉત્તમ રાસ સૌને ગમે છે રે.
માજી રમત રચી અતિ ઘણી મા રમે છે,
તેથી ધરતી ધમ ધમ થાય સૌને ગમે છે રે.
માજી રમી ભમી ઘેર આવીયાં મા રમે છે,
નિજ સ્થાનકે બેઠાં માત સૌને ગમે છે.
માજી અવની ઉપર આવીયાં મા રમે છે,
હરવા ભૂમિનો ભાર સૌને ગમે છે.
જે કોઇ ગાય શીખે ને સાંભળે મા રમે છે,
કરજોડી કહે રણછોડદાસ સૌને ગમે છે.

# (૬) રૂડી ગરબે રમે છે માતા અંબિકા

હાંરે રૂડી ગરબે રમે છે માતા અંબિકા,
હાંરે પાય વાગે છે ઘુઘરીના ઘમકારે. રૂડીગરબે૦
હાંરે માનો કનકનો ગરબો ઘડયો,
હાંરે એ તો હરતો ફરતો ને હીરલે જડયોરે. રૂડી૦
હાંરે ચોસઠ બેની સૌ ટોળે મળી,
હાંરે રાસ માંડયો તે લે છે હળીમળીરે. રૂડી૦
હાંરે સૌ ગાય છે રાગને રાગણી,
હાંરે નવરાત્ર કેરી કરે સૌ જાગણીરે. રૂડી૦
હાંરે વાગે તાલ મૃદંગ અને ભેરણી,
હાંરે ઢોલ કાંશીઆની ધૂન મચી રહી રે. રૂડી૦
હાંરે માને જોવાને દેવમુનિ આવીયા,
હાંરે સાથે બ્રહ્મા સાવિત્રીને લાવીયારે. રૂડી૦
હાંરે આવ્યાં ઈન્દ્ર ઈન્દ્રાણી ને દેવતા,
હાંરે આવ્યા વિષ્ણુ લક્ષ્મી સાથ શોભતા રે. રૂડી૦
હાંરે બાર મેઘ આવ્યા તે અમી વરસતા,
હાંરે લોક માનવીના જીવ સંતોષતારે. રૂડી૦
હાંરે ગરબો જોવા આવ્યા મહાદેવજી,
હાંરે ગંગા જોવા આવ્યાં છે કાશીથકીરે. રૂડી૦
હાંરે બાર સુરજ આવ્યા તે રાંદલસાથશું,
જોવા રોહીણી આવ્યાં ચંદ્રમાનાથશુંરે. રૂડી૦

હાંરે જોવા આવી પાતાળકેરી નાગણીરે,
હાંરે માને જોવા ન આવે તે અભાગણીરે. રૂડી૦
હાંરે માજી રમી ભમીને ઘેર આવીયાં,
હાંરે સુખ સંપત્તિ અતિ ઘણેરી લાવીયાંરે. રૂડી૦
હાંરે કરજોડીને દાસ વાણી વદે,
માને ચરણે લાગું ને રહેજો રૂદેરે. રૂડી૦

## (૭) શ્રી શારદા માતાજીની ગરબી

શારદા માતારે મા વીનવું, લંબોદર લાગું પાય,
સરસ્વતી ગણપતિરે મા સમરણ કરૂં, જેથી ગુણ તારા ગવાય. ૧
વાણી માગુંરે મા દયા કરીને, કંઇ અક્ષર આપો સાર,
નયણે નિરખુંરે મા નાથને, મારી આશા પુરો માય. ૨
ચરણાં પુર્યાંરે મા ચંપકવરણાં, કમખો લીલી ભાત,
ઓઢી ઓઢી ઉત્તમ ઘાટડી, જેની નવરંગી છે ભાત. ૩
શીરપર સોહેરે મા રાખડી ને કંઇ જડિત્ર રત્ન અપાર,
સેંથો ભરીયોરે મા સીંદોરે ને કંઇ કાને ઝણુકે ઝાલ. ૪
ઉપર લ્હેકેરે મા ઉતરી ને કંઈ ઝુંમણું કરે ઝળકાર,
પગમાં ઠમકેરે મા ઘુઘરી ને કંઈ વીંછીએ લીધો વાદ. ૫
ચોસઠ બ્હેનોરે મા ટોળે મળી ને કંઈ માંડયો ઉત્તમ રાસ,
તળીયાં રાતાંરે મા પગતણાં ને કંઇ ધરતી ધમધમ થાય. ૬
રંગભર રંગભરે મા માવડી ને કંઇ રમતાં સારી રાત,
ભોજન કીધાંરે મનભાવતાં, કંઇ દૂધપાક ને પકવાન્ન. ૭

ભરગંગા જળરે મા પાન કર્યાં ને કંઇ મનગમતા મુખવાસ,
મુખથી બોલેરે મા મલકડે ને કંઇ નીત નીત કરે કલ્લોલ. ૮
જોવા આવ્યારે મા આકાશી ભોમેથી આવ્યા ભાણ,
વિષ્ણુ આવ્યારે મા ગરૂડે ચડીને કંઇ વૃષભે ચ્હડયા મહાદેવ. ૯
બ્રહ્મા આવ્યારે મા હંસે ચડીને કંઇ દેવ કરે છે સેવ,
સંવત સત્તરરે મા છોતેરો ને કંઇ રૂડો તે આશુમાસ. ૧૦
બીજ કહીએરે મા અજવાળી ને કંઇ ભોમેથી તારો વાસ,
ગરબો ગાયોરે મા કરજોડી ને કંઈ મકનજી તારો દાસ. ૧૧



## (૮) બહુરંગીલી બહુચરમાત

અલબેલીરે અંબે માત જોવાને જઇયે,
બહુરંગીલી બહુચરમાત જોવાને જઇયે,
શંખલપુરમાં સાચી માત જોવાને જઇયે. ( ટેક )
જોવા જઇયે દુઃખડાં ખોયે, આરાસુરમાં રહીયેરે;
પોતપોતાના મનની વીનતી, જઈ અંબાને કહીયે. જોવાને૦ ૧
આરાસુરમાં અંબા બીરાજે, પાવાગઢ માહાકાળીરે;
દક્ષિણદેશમાં તુળજાભવાની, અંબે બહુચરબાળી. જોવાને૦ ૨
આંધળાંને આંખુ આપે, પાંગળાને પગરે;
વાંઝીયાને ઘેર પારણાં બંધાવે, એવી બહુચરમાત. જોવાને૦ ૩
માને આંગણ હોમહવન થાયે, ચીર ચુંદડી હોમાયરે;
બ્રાહ્મણ સઘળા વેદ ભણે છે, મુનીવર મંગળ ગાય. જોવાને૦ ૪

માને શરણે જે કોઇ આવે, તેની પુરો આશરે;
કરજોડીને વીનવે, લીલાધર તારો દાસ. જોવાને૦ ૫

---

## (૯) શ્રી બહુચરાજીની ગરબી

આદ્યશક્તિ તુજને નમુંરે બહુચરા, ગણપત લાગલું પાય;
પરશન થાજોની પરમેશ્વરી મા બહુચરા, ગુણ તમારા ગવાય. ૧
શંખલપુર ગામ સોહામણું'રે બહુચરા, તીયાં તમારો વાસ;
માનસરોવર ઝીલતાં મા બહુચરા, કરતાં તે લીલ વિલાસ. ૨
પેલાં ચરિત્ર માયે કર્યાં મા બહુચરા, માર્યો તે મહીષાસુર;
શુંભ ને નીશુંભ બે સાથે હણ્યારે બહુચરા, રક્ત ચાલ્યાં રણુપુર. ૩
રક્તબીજને રણે રોળીયો મા બહુચરા, કીધો તે ચાકમચુર;
ઘોડીમાંથીરે ઘોડો ઘડયો મા બહુચરા, સ્ત્રીમાંથીરે પુરૂષ. ૪
સામસામા બે ઓરડારે બહુચરા, સોનું ઘડેરે સોનાર;
ઘડયાં બહુચરામાના બેરખારે બહુચરા, ઘડયો એકાવળ હાર. ૫
ઘડયાં કંકણ ચુડીહેમનાંરે બહુચરા, ઘડયા તે શોભે શણગાર;
ઘડયાં ઝાઝર ચુડી હેમનાંરે બહુચરા, ઘડયા તે સરસ શૃંગાર. ૬
મુવા તે મૃગ બોલાવીયારે બહુચરા, મુગલાઇ તણુગઢમાંય;
ચોસઠ બેન ટોળે મળીરે બહુચરા, માંડયો તે ઉત્તમ રાસ. ૭
સરવે મળીને કીધી થાપનારે બહુચરા, ઠરાવ્યું બહુચર નામ;
હોમહવન થાયે ઘણારે બહુચરા, ખીરને ખાંડ હોમાય. ૮
વિપ્ર જમે ને માને બહુ ગમેરે બહુચરા, આનંદ ઓછવ થાય;

ગરબો તે બહુચરમાતનોરે બહુચરા, શીખે શુણેને કોઈ ગાય;
દાસ સુદામોજી વીનવેરે બહુચરા, સેવકને થાજો સહાય. ૯

## (૧૦) શ્રી મહાકાળીની ગરબી

માજી તું તો પાવાની પટરાણી કુંવારી કવારકાંરે લોલ,
માજી તારા નવ ખંડે વખાણ કે સેવક વધી પડયારે લોલ. ૧
માજી તારે ડુંગરીયે ચડવુંય કે અતિ ઘણું દોહલુંરે લોલ,
માજી તારી પરદક્ષણા પાછળ કે વરણુત્રશીગા કઠરે લોલ. ૨
તપીયો તપ કરવાને બેઠો કે વીશ્વામીત્રરૂષીરે લોલ,
તપીયાને આપ્યાં છે વરદાન થયા છે બહુ સુખીરે લોલ. ૩
એવું રૂડું ચોખું ચાંપાનેર ચતુરાં ચોકનુંરે લોલ,
હઈડે પડીયો છે રાજનકે ગઢ પાવાતણોરે લોલ. ૪
માજી તારે રાણીયુ શું ઘણી પ્રીતકે રમવા કામનીરે લોલ,
આવ્યાં આસુના નવરાત્ર કે રમવા સાચર્યાંરે લોલ. ૫
રાજાએ હડવડ મેલી દોટ ઝડપ ઝાલ્યો છેડલોરે લોલ,
માગમાગ પાવાના રાજન કે ત્રુરમાન હુંરે થઈરે લોલ. ૬
માગમાગ પુત્રને પરિવાર બંધાવું રૂડાં પારણાંરે લોલ,
માગમાગ રાણીયુ સહિત મહેલ કે હીંડોળા હીંચકતારે લોલ. ૭
માગમાગ ઘોડા ને ઘોડાર હેમાચર હાથીયારે લોલ,
માગમાગ દોલત ને દરબાર કે બાણુલાખ માળવોરે લોલ. ૮
માગમાગ ધેલુડી ગુજરાત કે બાણુલાખ માળવોરે લોલ,
માગમાગ નવખંડ પૃથ્વીનું રાજ કે ચાંદો સુરજ તપેરે લોલ. ૯

મારે લક્ષ્મીનો નહીં પાર કે મોતી અતિ ઘણાંરે લોલ,
માગું માગું એટલું વરદાનકે મહેલે પધારજોરે લોલ. ૧૦
ફટફટ પાપી એ શું બોલ્યો કે બોલતાં બુદ્ધિ ગઇરે લોલ,
આજથી છઠ્ઠે ને છ માસ કે મૂળ તારૂંરે જશેરે લોલ. ૧૧
એમ કહી ચાલ્યાં માતભવાની કે રાજાએ હાથ ઘસ્યારે લોલ,
રાજાએ ઉંચું ચહડીને જોયું કે દળ દીઠું ઘણુંરે લોલ. ૧૨
રાજાને હઇડે પડીયો ત્રાસ કે હથીયાર છુટી પડયાંરે લોલ,
રાજાએ ખોદાવ્યાં નવાણુ કે નીર નવ આવીયાંરે લોલ. ૧૩
રાજાને પાપી પૈસો હાથ કે નીર ક્યાંથી વસેરે લોલ,
ત્યાં બે ખોદી કાઢયા કુંડ કે ગંગા જમના વસ્યાંરે લોલ. ૧૪
નીશરયાં અજબઘડીનાં નીર જોવાની જુગત બનીરે લોલ,
નીકળ્યો મહમદશાહ મુગલ કે ગઢ ઘેરી વળ્યોરે લોલ. ૧૫
રાજાની ચંચળ ચતુરાં નાર કે મોતી ને થાળ ભરડેરે લોલ,
કાળીએ કીધો છે ઘણો કોપ કે મુગલની ગુણો ભરીરે લોલ. ૧૬
દરવાજે બેઠા છડીદાર કે તેણે પુછીયુંરે લોલ,
ગુણમાં શું ભરીયું છે સાર કે લઈને ચાલીયારે લોલ. ૧૭
ગુણમાં સોનીયા રૂપૈયા કે મોતી અતિ ઘણાંરે લોલ,
તેણે જીતી લીધો છે ગઢ કે રાજાનો નાશ થયોરે લોલ. ૧૮
સંવત અઢારસે પચાસે કે રાસ આ પુરો થયોરે લોલ,
ગાયો સેવક વલભદાસે કે ગાતાં રસ વધ્યોરે લોલ. ૧૯

## (૧૧) મારૂપતિનો ગરબો

સરસ્વતિ ગણુપતિ લાગું પાય કે, કરજોડીને નમુંરે લોલ,
ગુણ ગાવાને ઇચ્છે મન કે, બહુચરમાતનુંરે લોલ. ૧
જે દિન નહોતું મૂળમંડાણ કે, તે દિનથી તું ખરીરે લોલ,
આદ્ય અનાદી તું સાક્ષાત કે, ત્રીભુવને વ્યાપી રહીરે લોલ. ૨
બ્રહ્મા વિષ્ણુ ને મહેશ કે, સમરણ તારૂં કરેરે લોલ,
બહુચરમા વાણીની દેનાર કે, જાઉં એને વારણેરે લોલ. ૩
મારવાડદેશ તણા રાજન કે, લાખ ઘોડાનો ધણીરે લોલ,
તે તો કંઈ મૃગયા રમવા જાય કે, વનમાં એકલોરે લોલ. ૪
પાટણપુર તણો રાજન કે, તે પણ તીયાં હતોરે લોલ,
મળીયા બેઉ પૃથ્વીના ભૂપ કે, કુશળતા પુછીયાંરે લોલ. ૫
આવ્યા કંઇ પુરી પાટણમાંહી કે, બેઠા ઉતારો કરીરે લોલ,
ભેળા થઇ બેઠા બેઉ રાજન કે, ગજથી ઉતરીરે લોલ. ૬
અન્યોઅન્ય પુછી કુશળની વાત કે, મારૂરાય ખુશી થયોરે લોલ,
બેઉ રાજાને નહીં સંતાન કે, વાણી ઓચર્યારે લોલ. ૭
મારૂપતિ બોલ્યો મુખથી વેણ કે, રાય તમે સાંભળોરે લોલ,
જે દિન પ્રભુ આપે સંતાન કે, લ્હાવો પૂરો લીજીએરે લોલ. ૮
પૂત્રી પૂત્રાદીક સંતાન કે, આપણે સગા થઇએરે લોલ,
વીવા કરીએ રૂડી પેર કે, હેત વાધે ઘણુ રે લોલ. ૯
એમ કહી ઉઠયા બેઉ ભૂપાળ કે, મારૂપતિ ઘોડે ચડયારે લોલ,
રામરામી કરી બેઉ રાજન કે, હેતથી છુટા પડયારે લોલ. ૧૦

બેઉ ઘેર રાણીને ઓધાન કે, દિવસ પૂરા થયારે લોલ,
બેઉ ઘેર પુત્રી જન્મી સાર કે, સગપણ નવ રહ્યુંરે લોલ. ૧૧
મારવાડ દેશતણો રાજન કે, કુડ કપટે ભર્યોરે લોલ,
તેણે ખોટો લખીયો લેખ કે, પુત્રીમાંથી પુત્ર લખ્યોરે લોલ. ૧૨
તેનો કંઇ શક નહીં મનમાંહી કે, વીવા આદર્યારે લોલ,
પ્રીતે પરણાવ્યાં બેઉ બાળ કે, મંદીરે આવીયાંરે લોલ. ૧૩
વચમાં મેલ્યાં ચોધારાં ખડગ કે, શેજે નવ થીયાંરે લોલ,
પુત્રીએ લખ્યો પીયરમાં પત્ર કે, પિતા તમે શુંરે કર્યુંરે લોલ. ૧૪
જેવી હું તેવો ભરથાર કે, મનમાં સમજી લીયોરે લોલ,
બાળકીએ બાળ્યો છે અવતાર કે,એ દુઃખ કોને કહીએરે લોલ.૧૫
પુત્રીને તેડો પોતાને ઘેર કે, જમાઈને નોતરો રે લોલ,
રાજાએ કાગળ લખીયો સાર કે, રાય તમે આવજોરે લોલ. ૧૬
મારવાડદેશ તણો રાજન કે, એક લાખ ઘોડે ચડયોરે લોલ,
સાથે પરધાન લીધો સાર કે, બુદ્ધિનો આગળોરે લોલ. ૧૭
રાજાનો વાણીયો પ્રધાન કે, તે પણ આવીયોરે લોલ,
આવ્યા તે પુરી પાટણમાંહી કે, બેઠા ઉતારો કરીરે લોલ. ૧૮
સસરે ચલાવ્યો ચાકર કે, ભૂપને તેડી લાવોરે લોલ,
ઉઠો ઉઠો મારૂપતિ ભૂપાળ કે, ભોજન સમય થયોરે લોલ. ૧૯
એવો રચીયો છે પરપંચ કે, ચાકર ચલાવીયોરે લોલ,
ઉઠો ઉઠો મારૂપતિ ભૂપાળ કે, ન્હાવા સમય થયોરે લોલ. ૨૦
હશી હશી ઢાળ્યા છે બાજોઠ કે,ન્હાવા તૈયાર થાઓ થાઓરે લોલ,
ન્હાતાં નીરખશું નીરવાણ કે, પુરૂષનું પારખુ રે લોલ. ૨૧

જો જાણુશું જમાઈમાં કુડ તો, મારી એને નાખશુંરે લોલ,
એવો રચીયો છે પરપંચ કે, ચાકર બોલીયોરે લોલ. ૨૨
ઉઠો ઉઠો મારૂપતિ ભૂપાળ કે, ભોજન સમય થયોરે લોલ,
મારૂપતિ બોલ્યો મુખથી વાણુ કે, પરધાન ન સાંભળોરે લોલ. ૨૩
આજ મારે તજવા પડશે પ્રાણુ કે, કટક તમને ભળેરે લોલ,
હું છું નારીને સ્વરૂપ કે, ન્હાતાં ઓળખશેરે લોલ. ૨૪
કામદાર કહે ફિકર ન કાંઇ કે, અહીંથી ઉઠીએરે લોલ,
બૂમ પાડું છું પાટણમાંહી કે, નાશી તમે જજોરે લોલ. ૨૫
બૂમ પડી પુરી પાટણમાંહીકે, ધાડું આવીયુંરે લોલ,
મારૂપતિ નાઠો તેણી વારકે, તેજી ઘોડે ચડીરે લોલ. ૨૬
પ્હોંચ્યો માનસરોવર સ્થાન કે, બેઠો ઉતરીરે લોલ,
જ્યાં બિરાજે બહુચરમાત કે, સત્ય કળિકાળમાંરે લોલ. ૨૭
મારૂપતિ ઘોડીનો અસ્વાર કે, સાથે એક કુતરીરે લોલ,
કુતરીએ પીધું સરોવર નીર કે,કુતરીમાંથી કુતરો થયોરે લોલ. ૨૮
નીર છાંટયું ઘોડીને શરીર કે, ઘોડીમાંથી ઘોડો થયોરે લોલ,
મારૂપતિ ન્હાયો તેણીવાર કે, નારીમાંથી નર થયોરે લોલ. ૨૯
નર શરીર થયું નિરધાર કે, શોક સર્વે ગયોરે લોલ,
મારૂપતિ ચાલ્યો તેણીવાર કે, મારવાડદેશે ગયોરે લોલ. ૩૦
મળીયાં માત પિતા ને ભ્રાત કે, સમાચાર સર્વે કહ્યારે લોલ,
નીજ નારી તેડી પોતાને ઘેર કે,સંખલપુર આવીયાંરે લોલ. ૩૧
દિનદિન પામ્યાં છે આનંદ કે, માતને ચરણે નમ્યાંરે લોલ,
ત્યાંથી આવ્યાં પોતાને ઘેર કે, માતાની સેવા કરીરે લોલ. ૩૨

માજી તમે વાંઝીયાંકેરે ઘેર, બંધાવો રૂડાં પારણુંરે લોલ,
માજી તમે આંધળાની છો આંખ કે,આંખ આપો ઘણીરે લોલ.૩૩
માજી તમે નીરધનીયાનું ધન કે, ધન આપો ઘણુંરે લોલ,
માજી તમે દુઃખીયાં કેરાં દુઃખ કે, તમે કાપો ઘણુંરે લોલ. ૩૪
માજી છો તમે સાક્ષાત કે, સાચાં કળિકાળમાંરે લોલ,
ગાયો સંવત અઢારસે પચાસે કે, ગાતાં હર્ષ વધ્યોરે લોલ,
ગાયે શીખે વલ્લભદાસ કે, માજી હૃદયે વસોરે લોલ. ૩૫



## (૧૨) સીતાજીની ગરબી

વાણી આપોને પરમેશ્વરી મા બહુચરા,
ગણપતિ લાગું પાય. ૧
લાંબી વેણુ શ્રીરામની મા બહુચરા,
સતી તણો ભરથાર. ૨
સીતાએ ડમરો રોપીયો મા બહુચરા,
મૃગલો ચરી ચરી જાય. ૩
સીતાયે રહુ બાંધીયુ મા બહુચરા,
કાંચલડી શીવરાવ. ૪
સાવ સોનાનો તારો કંચવો મા બહુચરા,
ચામડીની કેમ કરો આશ. ૫
નહીં સગો નહીં સાગવો મા બહુચરા,
નહી મામોરેઃ મોશાળ. ૬

કુળમાં નહીં કોઈ બાંધવો મા બહુચરા,
નહીં ખાંતીલો ભરથાર. ૭
રઢ જાણી સીતા તણી મા બહુચરા,
તવ ચાલ્યા તે બાવનવીર. ૮
વનમાં જઈને બાણ છોડીયાં મા બહુચરા,
મૃગ માર્યો પહેલે તીર. ૯
મરતાં તે મૃગલો ઓચર્યો મા બહુચરા,
ધાજો રે લક્ષ્મણ વીર. ૧૦
કાવડ કરીને મૃગલો લાવીયા મા બહુચરા,
નાખ્યો મઢીની બહાર. ૧૧
સુની મઢીરે મારા નાથની મા બહુચરા,
કાગ કવેળા જાય. ૧૨
રામ રૂવે ને લક્ષ્મણ રીઝવે મા બહુચરા,
માં રૂવો મારા ભ્રાત. ૧૩
સીતાથી ભલેરી પરણાવશું મા બહુચરા,
સીતા ધરાવશું નામ. ૧૪
જળ જળ કમળ ન નીપજે મા બહુચરા,
ઘેર ઘેર સીતા ન હોય. ૧૫
ગઈ સીતાને આપણે વારસું મા બહુચરા,
લઈ લોટો મુખ ધોવ. ૧૬
રામે સભામાં બીડું ફેરવ્યું મા બહુચરા,
કોઈ નર શૂરો થાય. ૧૭

મોટો તે રામનો વાંદરો મા બહુચરા,
ઝીલ્યું તે જમણે હાથ. ૧૮
ઉઠયો તે વાંદર ઠેકડે મા બહુચરા,
ગયો લંકા મોઝાર. ૧૯
જોયા ચોરાસી ચૌવટા મા બહુચરા,
જોઈ તે બાવન બજાર. ૨૦
જોયાં મેડી મંદીર માળીયાં મા બહુચરા,
જોયો રાવણનો બાગ. ૨૧
આસુપાલવને છાંયડે મા બહુચરા,
બેઠાં છે સીતા માય. ૨૨
આરે મુદ્રીકા મારા નાથની મા બહુચરા,
પેહેરતા જમણે હાથ. ૨૩
રામે સીતાજી મને મોકલ્યો મા બહુચરા,
લક્ષ્મણે દીધાં એંધાણ. ૨૪
વાંદર છે ભૂખારવો મા બહુચરા,
પડયાં વનફૂળ વીણી ખાય. ૨૫
એક ખાયને બીજું આંબલે મા બહુચરા,
ખંખેરી તેને ખાય. ૨૬
માળી જાય છે માથું કુટતો મા બહુચરા,
રાવણ પાસે જાય. ૨૭
રાવણે સેના મોકલી મા બહુચરા,
દેજો ફૂડસીને ઘાય. ૨૮

એક ઝાલેને બીજું જાળવે મા બહુચરા,
અંગે ન અડે એક. ૨૯
સાચું'રે બોલ અલ્યા વાંદરા મા બહુચરા,
શેણે છે તારૂં મોત. ૩૦
સારી લંકાનાં ગોદડાં મા બહુચરા,
તાજાં કેવડીયાં તેલ. ૩૧
પુછે મેરાયાં પ્રગટીયે મા બહુચરા,
ઝટપટ કરોને ઉકેલ. ૩૨
ઉઠયો તે વાંદર ઠેકડે મા બહુચરા,
ગયો લંકાં ગઢમાંય. ૩૩
બાળ્યા ચોરાશી ચૌવટા મા બહુચરા,
બાળી છે બાવન બજાર. ૩૪
બાળી મેડી મંદીર માલીયાં મા બહુચરા,
રાખ્યો રાવણનો બાગ. ૩૫
આસુપાલવને છાંયડે મા બહુચરા,
બેઠાં સીતાજી માય. ૩૬
રજા લઈને વાંદર ચાલીયો મા બહુચરા,
આવ્યો છે રામની પાસ. ૩૭
રામે તો સેન હંકારીયાં મા બહુચરા,
આવ્યાં સમુદ્રને તીર. ૩૮
લંકાંઉપર મોરચા માંડીયા મા બહુચરા,
માર્યો છે રાવણ રાય. ૩૯

રાવણ મારીને સીતા લાવીયાં મા બહુચરા,
પુષ્પની વૃષ્ટિ થાય. ૪૦

---

## (૧૩) રાધાજીનો ગરબો

ગુરૂ ગણપતિને પાયે હું લાગું,
કે સતવાણી સરસ્વતિ મા માગું. ૧
નવરાતડી નવલ અંજવાળી,
તે તો નીત પ્રતિ દેવદીવાળી. ૨
ગરબે રમે છે રાધીકાજી રાણી,
કે તેવ તેવડીને સૈયર સમાણી. ૩
સજ્યા સોળે શૃંગાર સાહેલી,
કે વાંકી ભૃગુટી ને રાધીકા રંગીલી. ૪
છુટી વેણુ રહી રાખડીની નીઝળકે,
રાધીકાની રમલ મોતીચું નાકે લળકે. ૫
અધરામૃત ઝરે છે બિંદુ હસ્ત,
મુખે તંબોલ ચાવે છે મસ્ત મસ્ત. ૬
ચીર સોસરીને ઝુમણું ઝળકે,
ઉરમણી મુકતાની માળ લળકે. ૭
ઝાલ ઝુમણુંને ચાંદલો ભારે,
તેની જોત પડે છે બેઉ ગાલે. ૮
ડોલર માલતીને મૃગ જાય લેહેરે,
કે ચંપા ચોસરીનો હાર હમેલે. ૯

ચીર ચોસરીને ચુંદડી ચોળી,
જરી કોરે સુરંગમાં ઝબોળી. ૧૦
દ્હેકે બ્હેકે તે રંગ અપાર,
રાધીકા સોહે તે સહીયર મોઝાર. ૧૧
પોંચે પોંચીને કંકણ ચડુ,
બાજુબંધ રાધીકા દીસે રૂડી. ૧૨
આવ્યાં મંડપમાં મતવાલી,
શીશ ગરબા લીધા છે વારી વારી. ૧૩
ઝળકે જોત રવિ કોટી શશી કેરી,
વાગે દુંદભી ને નાદની ભેરી. ૧૪
પાય નેપુરની ઝણુ વાગે,
કટી મેખળાએ અમર ગાજે. ૧૫
ઇંદ્ર આરતી ઉતારી લાગે પાયે,
ત્યાં પુષ્પની વૃષ્ટિ બહુ થાયે. ૧૬
ઉમિયા ઈશ ત્યાંહાં જોવાને આવ્યાં,
તેને રાધીકાએ મોતીડે વધાવ્યા. ૧૭
ભુલ બ્રહ્મા થઇ છે વેદવાણી,
હાંરે ગરબે રમે છે રાધીકાજી રાણી. ૧૮
શિવ છુટયા સમાધિની તાળી,
જોઈ રાધીકાની રમત રસાળી. ૧૯
દીન આધિનને દરશનની આશા,
ગરબો ગાય છે તમારો દાસ. ૨૦

## (૧૪) માતા શારદાજી થાજોની સાહે

માતા શારદાજી થાજોની સાહે,
માતા ગુણ તમારા ગવાયે. ૧
માતા સરસ્વતીજી થાજોની સાહે,
અમે ગાશું તે ઉમિયાની રાયે. ૨
શિવે અકલ સ્વરૂપ જાણી લીધું,
ગવરીને આલીંગન દીધું. ૩
શિવ આક ધંતુરાનો હારી,
તેને વીજીયા ચડે છે દાડી દાડી. ૪
શિવ આંક ધંતુરાનો ભોગી,
તે તો જનમો જનમનો છે જોગી. ૫
રૂંઢમાળા તે કંઠમાં સોહે,
તેનું અકળ સ્વરૂપ દેખી મોહે. ૬
એ તો ડમક ડમક ડમરૂં બજાડે,
એતો મુખેથી શૃંગી વજાડે. ૭
પુરણા પુરણાનંદ પુરૂષોતમ માસે,
આદિતવારે ગાયો તે શિવરાસે. ૮
જે કોઇ શિવ ઉમિયાજીને ગાશે,
તેનાં મનચીતવ્યાં ફળ થાશે. ૯



## (૧૫) સોમનાથ સમોવડ કોઇ નહિ

હાંરે સોમનાથ સમોવડ કોઇ નહિ,
હાંરે એનાં દર્શન પછી દુઃખ હોય નહિરે. સોમનાથ૦
હાંરે શિવ પાટણ શહેરે પધારીઆ,
હાંરે રૂડી ભક્તિ જોઇ શિવ ત્યાં રહ્યારે. સોમનાથ૦
હાંરે શિવ મંદિર મહાન સુંદર છે,
હાંરે ત્યાં ન્હાવાનાં નિર્મળ નીર છેરે. સોમનાથ૦
હાંરે જે કોઈ ત્યાંની ત્રિવેણીમાં ન્હાય છે,
હાંરે એનાં સર્વે પ્રાયશ્ચિત જાય છેરે. સોમનાથ૦
હાંરે માતા માલણ દે માગે આપો મુક્તિ,
હાંરે એને કરો કૈલાસમાં પુગતીરે. સોમનાથ૦

---

## (૧૬) કંસનો ગરબો

ગણપતિ લાગલુંજી પાય, ગરબો ગાવાને મન ધરૂં;
સમરૂં શારદાજી માત, વાણી વિષ્ણુની ઓચરૂં. ૧
વસુદેવ તણી નાર, એનું નામ છે દેવકી;
પામ્યા દેવ મોરાર, આદ્ય અંબા સેવા થકી. ૨
જેનો વીરોજી કંસ, મથુરાંપુરીનો રાજીયો;
કાઢયો ભગિનીનો વંશ, મુરખ મનમાં ન લાજીયો. ૩
જેણે માર્યાં ખટ બાળ, હેડે હિંસાથી નવ ડર્યો;
સમયે આવી પ્હોંચ્યો કાળ, કુંભ પાપે પૂરો ભર્યો. ૪

દેવકી ભજોની ભગવાન, શુદ્ધ લેશે વૈકુંઠ ધણી;
વિનતિ સૂણજો એકાંત, અમને આશા છે તમતણી. ૫
જોયું વિશ્વા આધાર, દીન જાણી દયા કરી;
થયો અષ્ટમો અવતાર, પૂરણ પ્રગટ્યા ત્યાં શ્રીહરિ. ૬
જાણે કોટી ઉગ્યા ભાણ, એવું તેજ ત્રિકમતણું;
તેને કરીયે પ્રણામ, ધ્યાન ધરીયે પરિબ્રહ્મનું. ૭
બોલ્યાં દેવકીજી માત, રખે વાત જાણી પડે;
પુત્ર લઈ ચાલો તતખેવ, ગોકુલ ગામ ગોવીંદને. ૮
ગોકુલ મેલ્યા મહારાજ, સાથે લાવ્યા છે વીજળી;
જમુનાજીએ દીધો માર્ગ શેષનાગે છાંયા કરી. ૯
ઉપર હતા રખવાળ, સેવક સરવે આયુધ ધરી;
સમયે પામ્યા નીંદ્રાય, વાત વેણે જાણી પડી. ૧૦
સુણતાં વચન તતખેવ, ઉભો નવ રહ્યો એકે ઘડી;
બાળ પ્રગટ્યું ઘર માંહિ, કંસ આવ્યો ઘોડે ચડી. ૧૧
ક્યાં છે દેખાડોની બાળ, મારી કટકા તેના કરૂં;
બાળ લીધું ખોળા માંહી, મારવાનું એવું મન કર્યું. ૧૨
વીજ ઉડી આકાશ, જોર તેણે કીધું ઘણું;
બોલી વચન પ્રકાશ, તારો વેરી જોકુળ ભણું. ૧૩
હળવો થયો કંસરાય, ભુડું મોંહોડું ને જોઈ રીયો;
પછે વિચાર્યું મન માંહિ, કોઈક શત્રુ પેદા થયો. ૧૪
ખેલ ખેલ તતખેવ, ઘોડે પાખર નાખીયાં;
કંસ થયો ક્રોધાતુર, બેઉને બંધીખાને નાખીયાં. ૧૫

દેવકીને વાસુદેવ, કાળાગ્રહમાં તે ઘાલીયાં;
મનમાં આણી અતિ રીસ, બેઉને સંકટ પમાડીયાં. ૧૬
માતા યશોદાને ઘેર, નાટારંભજ થાય છે;
તરીયાં તોરણ બંધાય, માનુની મંગળ ગાય છે. ૧૭
જાણે દુધે ઉઠયા મેઘ, સાકર કેળાં કરા પડયા;
મંદિર રંગ્યાં મહારાજ, કુમકુમ કેરાં કીધાં છાટણાં. ૧૮
હરખે આવ્યો આસુ માસ, પ્રભુજીએ કીધી દયા;
બોલ્યા નંદજી તાત, મારાં ભાગ્ય ઉદય થયાં. ૧૯
આવ્યા ચારણને ભાટ, દાન પૂન્ય કીધાં ઘણાં;
ગોકુળ કીધું ઘેઘટ, અંબા માને દીયો વધામણાં. ૨૦
મોતીડે ભરાવોની થાળ, ગાગર બેડાં ચડાવીયાં;
વાજે મૃદંગને તાળ, માને મંદિર આવીયા. ૨૧
માનો મોટો મહીમાય, પુજા બહુવિધી લાવીયાં;
પુજી અરચી લાગ્યાં પાય, મુકતાફળે વધાવીયાં. ૨૨
પુત્ર લીધો ઉછરંગ, માને ચરણે નમાવીયો;
અંબાજી થીયાં છે પ્રસન્ન, ખોળે બેસાડી રમાડીયો. ૨૩
એ છે અનાથનો નાથ, શીષ્ય થાશે સરવે સુખી;
એને દુવસે જે જન, તે તો થાશે મહાદુઃખી. ૨૪
થાશે પૃથ્વીનો ભૂપ, પ્રજા સરવેને પાળશે;
કોઇ કારણ સ્વરૂપ, દુઃખ સરવેનું ટાળશે. ૨૫
સંઘ લીયે વૃજનાર, મીટ માંડે મોહનજી;
ગળે ગુંજાનો હાર, પાયે ચડવાને ચાંખડી. ૨૬

કેશર ભીની છે પાઘ, કાંધે નાખી છે પામડી;
પેહેર્યો પીતાંબર સાર, સુંદર કરમાં ગ્રહી લાકડી. ૨૭
વાલો કરે છે કલોલ, સુંદર વદન સોહામણું;
મહા પરાક્રમી અપાર, સુંદર શોભે શરીર ઘણું. ૨૮
ગાયુ ચારે ગોવાળ, લીલા રચી વૃંદાવનમાં;
વાયો વેણુનો વાય, પડયો રાધાજીના તનમાં. ૨૯
કુંડળ કાન કોટે હાર, ઉભો જુવે છે ઝોલણાં;
તેનાં શીયાં કરૂં વખાણ, દાણ દીધાં દધી તણાં. ૩૦
એનાં પ્રાક્રમનો નહીં પાર, વેણુ વાગી છે વનમાં;
એનાં ચરિત્ર અનેક, બીજાં વિશેષ અજાણમાં. ૩૧
બાળચરિત્ર અનેક, એક જીભથી શું કહું;
એનાં રૂપનો નહીં પાર, અકળ ગતમાં હું નવ લહું. ૩૨
નેન ચંચળ ચકોર, સુંદર વદન સોહામણું;
માવો મથુરાંમાં જાય, સુંદર શોભે શરીર ઘણું. ૩૩
ગાયો ગોકુળનો ચંદ્ર વીત્યાં વરસ અગીઆરનો;
મથુરાંમાં મારી મલ્લ, ગીયા બેઠા સરવે જહાં. ૩૪
પછે માર્યો મામો કંસ, કેશ ઝાલી પછાડીયો;
તેનો ઉડાડયો છે હંશ, સેહેજે સ્વરગે પમાડીયો. ૩૫
થીયો પૃથ્વીનો ભૂપ, માતતાતને છોડાવીયાં;
દેવકી ને વસુદેવ, કાળાગ્રહમાંથી કાઢીયાં. ૩૬
આનંદ વાધ્યો અપાર, સગાંકુટુંબ તેડાવીયાં;
બંધીખાને હતાં જે માબાપ, તેને ગાદીયે બેસાડીયાં. ૩૭

બોલ્યાં દેવકીજી માત, મેં તો માન્યાં છે નોરતાં;
તે તો કરવાં નીરધાર, સર્વે કામની મોહોરથાં. ૩૮
આવ્યાં આસુનાં નવરાત, રૂષી ગોર તેડાવીયા;
કીધા અષ્ટમીના હોમ, પાનાં વાંચી સંભળાવીયાં. ૩૯
કીધી પારણાની નેમ, ભોજન કીધાં બહુ ભાતનાં;
ગરબો ગાયે સહુ સાથ, જેમ રતન શોભે રીતનાં. ૪૦
માંડવીની શોભાય, ગરબે રમે છે સુંદરી;
તેનાં શીયાં કરૂં વખાણ, બેઠા જુવે છે શ્રીહરિ. ૪૧
એની શોભાનો નહિ પાર, હાથી ઘોડાને પાલખી;
જશ વાધ્યો અપાર, જશ જગત વીશે પરવર્યો. ૪૨
કીધાં સેવકનાં કાજ, દુષ્ટ સર્વે સંહારીયા;
ગરબો ગાયો મહારાજ, હરિદાસ છે તમ તણો. ૪૩

## (૧૭) ચાતુરી ગરબી

કહે તો શીખવું કાનુડા ચાતુરી તુનેરે લોલ,
નથી જાણતો તું પ્રીતકેરી રીતનેરે લોલ. ૧
પ્રીત કરતાં ઉતાવળાં થાયે નહીંરે લોલ,
ધીરજ રાખીયે તો કામ થાયે સહીરે લોલ. ૨
કીકી આંખનીમાં પ્રેમને પરખીયેરે લોલ,
ચકોર મનના થઇને પ્રથમ નીરખીયેરે લોલ. ૩
પ્રાણે પ્રીત કરી મન લીજે હાથમાંરે લોલ,
ન જણાવીયે તે હેત સહિયર સાથમાંરે લોલ. ૪

ઢગ રૂપિયાનો લેવો ઘણો સોહલોરે લોલ,
હુન્નર પ્રેમનો લેવો તે ઘણો દોહિલોરે લોલ. ૫
પ્રીત અધુરીમાં અદકેરૂં નવ બોલીયેરે લોલ,
ફળ પાકયા વિના કાચું નવ ત્રોડીયેરે લોલ. ૬
જેજે સરખું વસે ને કારણ કંઈ નથીરે લોલ,
કામણ મોહીની છે જીભ મીઠીમાં સહીરે લોલ. ૭
ભુરકી નાખવી તું શીખ્ય મોરી આંખમાંરે લોલ,
હુન્નર પંખણીની ઉડવાની પંખમાંરે લોલ. ૮
ચિત્ત ચોટયું એવું જે ઉખળે નહીંરે લોલ,
રેહેણ જડીયું તે હેમ પ્રેમનું સહીરે લોલ. ૯
ભાલ કર પલ્લવીમાં વાયદો કીજીયેરે લોલ,
આંખ મચકારામાં વાત કરી લીજીયેરે લોલ. ૧૦
હાંસુ ન કરીયે દુરીજન દેખતાંરે લોલ,
પાન ન આપીયે વાહાલાં વેરી પેખતાંરે લોલ. ૧૧
પ્રીત અધુરીમાં અટકચાળું નવ કીજીયેરે લોલ,
વાત વિચાર્યા વિના તાલી નવદીજીયેરે લોલ. ૧૨
પ્રથમ પરખીયે પુરૂષના સ્વભાવનેરે લોલ,
નવ રાચીયે તે નારીના ઠઠાવનેરે લોલ. ૧૩
બેમાં ત્રીજું તે કોઈ જાણે નહીંરે લોલ,
જનમસુધી તે પ્રીત ચાલે સહીરે લોલ. ૧૪
કહી ચાતુરી કાનુડા સમાભાગ્યનીરે લોલ,
રીત સમીપ બતાવો જોબનના ધણીરે લોલ. ૧૫

રીત શીખની તું પ્રીત કરવા તણીરે લોલ,
ચરણે લાગીયે તો વિદ્યા ભણીએ સહીરે લોલ. ૧૬
તું તો હૃદયમાં કાંઈ લેતો નથીરે લોલ,
તું ને હું સરિખો ગુરૂ મળ્યો નથીરે લોલ. ૧૭
વિદ્યા ચૌદેમાં એ વિદ્યા લખી નથીરે લોલ,
કહે તો શીખવું આ વિદ્યા તારા રંગથીરે લોલ. ૧૮
એવી વાત રાધાની જ્યારે સાંભળીરે લોલ,
ત્યારે અંતઃકરણથી કહાન ગીયા ડગીરે લોલ. ૧૯
કહાન કરજોડીને રાધાજીપ્રત્યે વદેરે લોલ,
વચન મીઠડાં તમારાં મુજને ગમેરે લોલ. ૨૦
ગાયો ચારીને હું થીયો ગોવાલીયોરે લોલ,
વિદ્યા ભણાવો તો હું તારો નિશાલીયોરે. ૨૧
તમારાં દહીં પીવાને હાર્યો હું થયોરે લોલ,
તમને જોવા માટે કાનુડો હું થઇ રહ્યોરે લોલ. ૨૨
હું તો ચોરટો કેહેવાણો નવનીતનોરે લોલ,
હું તો તરસ્યો ઘણો તમારી પ્રીતનોરે લોલ. ૨૩
હું તો લંપટ થયો તમારા સંગથીરે લોલ,
ઘેલો થયો રાધાજીના રંગથીરે લોલ. ૨૪
પ્રેમે બંધાણો છે હું તો કાચે તાંતણેરે લોલ,
પ્રેમે પ્રોવીયો તે બળ કેરે બારણેરે લોલ. ૨૫
એવો પ્રેમ જાણીને મુજ શું ધરેરે લોલ,
તેને મારીને મુજ સરખો કરેરે લોલ. ૨૬

વાણી કૃષ્ણની સુણી રાધાજી હરખ્યાં ઘણુંરે લોલ,
રૂપ અકળ દીઠું તે કહાનજીતણુંરે લોલ. ૨૭
રાધા મીઠડાં કરીને કહાનને કહેરે લોલ,
મારા હૈડા વીશે રાત દિવસ રહેરે લોલ. ૨૮
પ્રેમે પ્રાણ થકી તું તો મારે ખરોરે લોલ,
એવું વેદ પુરાણ માંહે કહોરે લોલ. ૨૯
બધું વિશ્વ તુજ ઉપર ઉતારી નાખીયેરે લોલ,
તમે ઘેલાઈ કરો તે હમે સાંખીયેરે લોલ. ૩૦
મારા પ્રાણનો આધાર તું તો જીવડોરે લોલ,
જાણે સૂરજ ચંદ્રમા સરીખો દીવડોરે લોલ. ૩૧
તારે અરથે આવે તે વશ મારે ખરીરે લોલ,
તુંને દેખું ત્યારે અમૃત આંખુ ઠરીરે લોલ. ૩૨
તુંને માદરીયામાં ઘાલીને કઠે ધરૂંરે લોલ,
એવી આંખ સાંધીને ગોકુળમાં ફરૂંરે લોલ. ૩૩
તુંને સમરપું તે તનમન મારૂંરે લોલ,
હું તો જમું ત્યારે મુખ જોઉં તારૂંરે લોલ. ૩૪
તારે કંઠે આરોપું મારી બાંવડીરે લોલ,
મનમાં જાણું છું જે તુંને ન મુકું એક ઘડીરે લોલ. ૩૫
મનમાં જાણું છું જે મંદિર આવે મારેરે લોલ,
ઢાંકી મુકયું વીયાળુ તારે કારણેરે લોલ. ૩૬
સેજ સમારીને વાટ જોઉં છું ઘણીરે લોલ,
જોતાં જોત ઝાંખી થાય દીવાતણીરે લોલ. ૩૭

રોમ રોમ તું મારે વ્યાપી રહ્યોરે લોલ,
એવું વિદુર વ્યાસે બાળલીલામાં કહ્યુંરે લોલ. ૩૮
રૂપ દશ અવતાર આઠ ગરભનારે લોલ,
ગોકુળ છળવાને તું ભલે મળ્યોરે લોલ. ૩૯
એવી વાણી વદે જ્યારે સુંદરીરે લોલ,
ત્યારે હસીને બોલ્યા મુખેથી શ્રી હરિરે લોલ. ૪૦
રાધા આવો તો રાસ રમાડું રીઝવુંરે લોલ,
ઘણું હેતે કરી વેરીડાને ખીજવુંરે લોલ. ૪૧
મારા રૂપને ન કોઈ શકે કળીરે લોલ,
તને પુરણ પ્રેમે પ્રેમદા મળીરે લોલ. ૪૨
જેના ચરણની રજ મુનિ જાચતારે લોલ,
તે તો નટવર રૂપ ધરી નાચતારે લોલ. ૪૩
જેને જોવા જોગેશ્વર દેહ દમેરે લોલ,
તે તો નીત પ્રીત નારીની સંગે રમેરે લોલ. ૪૪
જેના રૂપનો કોઇ પાર પામે નહીંરે લોલ,
તે તો જુવંતીના જુથ માંહે સહીરે લોલ. ૪૫
જેને વેદ ન જાણે ભેદનેરે લોલ,
તે તો મોહી રીયા ગોપી કહાનનેરે લોલ. ૪૬
સખી સરવેમાં રાધાજી શું રંગે રમેરે લોલ,
એવી શોભા જોવાને દેવતા ભમેરે લાલ. ૪૭
જોવા બ્રહ્માઈંદ્ર તીહાં આવીયારે લોલ,
ઘણું પ્રેમ ધરી પુષ્પએ વધાવીયારે લોલ. ૪૮

જોવા આવ્યા ઉમિયા ને મહાદેવજીરે લોલ,
ગંગા જોવા આવ્યાં તે કાશીથકીરે લોલ. ૪૯
બાર સુરજ આવ્યા તે રાંદલ સાથશુંરે લોલ,
જોવા રોહિણી આવ્યાં ચંદ્રમા નાથશુંરે લોલ. ૫૦
બાર મેઘ આવ્યા તે અમી વરસતારે લોલ,
લોક માનવીના જીવ જંતુ તરસતારે લોલ. ૫૧
તીહાં રજની કીધી છે ખટ માસનીરે લોલ,
રંગે રમત રમાડી રૂડા રાસનીરે લોલ. ૫૨
રાત શરદની ને વનની શોભા ઘણીરે લોલ,
વળી વાંશળી વજાડે વિશ્વનો ધણીરે લોલ. ૫૩
તીહાં અનેક શબ્દનાં વાજાં વાગતાંરે લોલ,
ગોપી કાનજીની સંગે બીરાજતાંરે લોલ. ૫૪
સખી સરવેમાં રાધાજીને રમાડીયાંરે લોલ,
ઘણું થાક્યાં તેને ખોળે બેસાડીયાંરે લોલ. ૫૫
પાન ચવરાવે હશીને હરિને હાથશુંરે લોલ,
મીઠી વાત કહે વૃજના નાથશુંરે લોલ. ૫૬
શું શોભા કહું તે શ્યામા શ્યામનીરે લોલ,
એવું પીરાત્ર ને ભુવન જાય ભામનીરે લોલ. ૫૭
જયજયકાર શબ્દ થાય તીહાં ઘણોરે,
રૂડો રાસ કહ્યો કહાન ગોપીતણોરે લોલ. ૫૮
પછે નીરગુણ સગુણ કરી દાખીયારે લોલ,
સદા સેવક જાણી ચરણે રાખીયારે લોલ. ૫૯

ગરબો ચાતુરીનો ગાય શીખે સાંભળેરે લોલ,
સુખ સંપત્ત પામે ને પરમેશ્વર મળેરે લોલ. ૧૦
દાસ કરજોડીને એમ વાણી વદેરે લોલ,
નાથજી ને રાધાજી રહેજો રૂદેરે લોલ. ૧૧

---

## (૧૮) એક ગોઠડી ગાયે પોતાના મનની

એક ગોઠડી ગાયે પોતાના મનનીરે લોલ,
હું તો વાતડી કહું તે પેલા દિનનીરે લોલ. ૧
હું તો એકલી ગઈતી વૃંદાવનમાંરે લોલ,
ત્યાં ન હતું કોઇ માનવી નિર્જનમાંરે લોલ. ૨
વેળા બેપોરીને પંથ તો બીજો થયોરે લોલ,
મને વેગળેથી કાનુડો દ્રષ્ટે પડયોરે લોલ. ૩
કાન દીઠાને હું મારા મનમાં કંપીરે લોલ,
હું તો કંદબકેરા છાંયડે આડી છપીરે લોલ. ૪
વાલો કુસુમ પુષ્પ લઇ ઉભા રહ્યારે લોલ,
વાલો બોલાવા આવે પણ બીએ ઘણુંરે લોલ. ૫
નાથ નીચું નમીને જુવે ઘણુંરે લોલ,
મોહ ઉપજાવે હશીને હરિ વેણુમાંરે લોલ. ૬
વાલો મચકારા કરે પોતાના નેણુમાંરે લોલ,
મેં તો પાછળ જઈને લટકો કર્યોરે લોલ. ૭
કાને કહ્યું છે કે હશીને તાળી દીધોરે લોલ,
મેં તો લટકો કરીને હરિને રીઝવ્યારે લોલ. ૮

આવી વેળામાં તમે કયાંથી આવ્યાં સુંદરીરે લોલ,
તમો કયાંથી આવ્યાં ને કીયાં જાવછોરે લોલ. ૯
ઘણું વેગળેથી આવ્યા તે થાકયાં હશોરે લોલ,
આવો બેસો કદમકેરે છાંયડેરે લોલ. ૧૦
ખાવા ભોજન લાવું ભાત ભાતનાંરે લોલ,
લાવો સાંકળાં જોઉં તમારા હાથનાંરે લોલ. ૧૧
આ કાપડાની ભાત કીયા દેશનીરે લોલ,
વીછુટી લટ રાધાજી કેરા કેસનીરે લોલ. ૧૨
સોળ શણગાર સજીને ચાલ્યાં સુંદરીરે લોલ,
આછી સાડી પહેરીને છેડે ઘુઘરીરે લોલ. ૧૩
રાધાનું મુખડું જોયું તે શ્યામ સુંદરેરે લોલ,
કરી મશ્કરી મુજને અડશો નહીંરે લોલ. ૧૪
દેખી સોહામણું મુખ ને પાયે પડીરે લોલ,
એને અહીં લાવોને નવખંડથીરે લોલ. ૧૫
સ્નેહ બંધાણો વગાડે રૂડી વાંસળીરે લોલ,
પેહર્યાં પીતામ્બર ને પાયણુ ઉપર પાઘડીરે લોલ. ૧૬
વાયે વાંસળીને પાયે ચડવા ચાંખડીરે લોલ,
ગરબો ગોઠડીનો ગાયે શીખે સાંભળેરે લોલ,
સુખ સંપત્ત પામે ને પરમેશ્વર મળેરે લોલ. ૧૭

---

## (૧૯) સજની સુણ અનુપમ વાત

સજની સુણ અનુપમ વાત કે, કહું એક આજનીરે લોલ,
થઇ છે અમ ઉપર ઘણી મ્હેર કે, શ્રી મહારાજનીરે લોલ,
ગોપીજન ગરબે રમવા આવો કે, ગોકુળ ગામનીરે લોલ.
સજની કેટલેક દહાડે કહાન કે, આવ્યા મારા આંગણેરે લોલ;
વાલે મારે રાખ્યાં અમારાં મન કે, જાઉં એને વારણેરે લોલ. ગોપી૦
સજની સોળ સજ્યા શણગાર કે, આંજી આંખડીરે લોલ;
સુંદર શ્રવણે ઝબુકે ઝાલ કે, ઓપે રૂડી રાખડીરે લોલ. ગોપી૦
નિર્મલ મોતી સોહે નાક કે, ઝુમણું ઝમકતુંરે લોલ;
રમતી સૈયર કેરી સાથ કે, ફરતી કુદડી રે લોલ. ગોપી૦
હરિએ હેતે કીધાં હાસ્ય કે, તે મારે મન વસ્યાંરે લોલ;
છેલ છબીલો નાગર નંદ કે, કામણ તેણે કર્યાંરે લોલ. ગોપી૦
એને દીઠા વિના ન રહેવાય કે, મન મારાં હર્યાંરે લોલ;
એવો કામણગારો કાન કે, જેને દીઠે નેણ ઠરેરે લોલ. ગોપી૦
સજની નિત્યપ્રતિ નાથનું મુખ કે, જોવાનું મારે નીમ છેરે લોલ;
રણછોડદાસ હરિનો દાસ કે, હૈયે ટાઢું હીમ છે રે લોલ. ગોપી૦



## (૨૦) શ્રી કૃષ્ણલીલાની ગરબી

એક સમે રમે વાવડીમાં વીઠલારે લોલ,
મેં તો શામળે સ્વરૂપ હરિ દીઠડારે લોલ.

આથી હેઠે ત્યાં હીંડોળામાં હીંચકેરે લોલ,
દેવ તેત્રીશ ક્રોડનાં તેજ છે રે લોલ.
હરિને હેમને હીંડોળે હીરા જડયારે લોલ,
માણેક મોતીને થોકે થોકે કાંગરારે લોલ.
દોરી હીરની ને હેમનાં છે સાંકળાંરે લોલ,
વાગે ઝાંઝ પખાલ વાગે તાંસરાંરે લોલ.
વચમાં ગોપીયુ ગોપાલસાથે હીંચ લેયરે લોલ,
વચમાં રાધાજી બીરાજે રંગ રેલમાંરે લોલ.
પ્રસાદ ધરીઓ તે કનકના થાળમાંરે લોલ,
રંગ ભીનો દીસે છે ગુલાલમાંરે લોલ.
રમત રમે રંગીલો નતનવીરે લોલ,
જેને કરૂણા હોયે તે દેખે શ્રી હરિરે લોલ.
જેને ભવતારણ ભગવાન છે રે લોલ,
તેને નરસીયાનો સ્વામી સદા સહાય છેરે લોલ.



## (૨૧) સોગઠીની ગરબી

વાલો નતનવલી લીલા કરેરે લોલ,
વ્રજ જુવંતીના જુથ સાથે ફરેરે લોલ.
રમે ભમેને વળી કરે વાતડીરે લોલ,
નવ જાણે દિવસ કે રાતડીરે લોલ.
મળી બેસે મહારાજ સાથે માનુનીરે લોલ,
તેમાં વહાલી કુંવરી છે વ્રખુભાણુનીરે લોલ.

તેવતેવડાં ને સરસરખાં બહુરે લોલ;
તે જોવા મળી છે જુવંતી સહુરે લોલ.
એવું વંદ્રાવન તે રળીયામણુંરે લોલ,
શીતળ જમુનાનું નીર અતીશે ઘણુંરે લોલ.
બહેકે કુસમા સોરંગ બહુ ભાતનાંરે લોલ,
આછી છાંયા કંદબકેરા ઝાડનીરે લોલ.
સામસામવાં તે બેઉ સોગઠે રમેરે લોલ,
જે કોઈ હારે તે હશી ચરણે નમેરે લોલ.
એવા બંધ બાંધીને પાસા ઢાળીઆરે લોલ,
સામું જોઇને દાવ સંભાળીયારે લોલ.
કાળી પીળી તે સોગઠી શ્યામાતણીરે લોલ,
રાતી લીલી ફગાવી હરિભણીરે લોલ.
પહેલો પાશો તે હરિએ ચલાવીઓરે લોલ,
તેતો નાખ્યો સદાવો ન આવીઓરે લોલ.
પડયો પંજો છકોને દાણાચારનારે લોલ,
વળી ચાર ત્રણ નવ કાચા બારનારે લોલ.
પછે પાસો ઢાળ્યો તે શ્યામા સુંદરીરે લોલ,
તેનો નાખ્યો સદાવો આવ્યો ફરીરે લોલ.
પડયા પંદર સત્તર ને પોબારનારે લોલ,
વળી બાર બે ચૌદ ને અઢારનારે લોલ.
રમતાં રમતાં રાધાજી જીતી ગયાંરે લોલ,
ચાર સોગઠાં તે હરિનાં કાચાં રહ્યાંરે લોલ.

હરિ અમે જીત્યાં ને તમે હારીઆરે લોલ,
અમસાથે રમોમાં તમને વારીયારે લોલ.
કાન કાળાને રાધીકા છે ગોરકીરે લોલ,
જાજારે ધુતારી તું તો ચોરટીરે લોલ.
મન હરીને અમને હરાવીઆરે લોલ,
દાસ કલ્યાણીનો પ્રભુજી રીસાવીઆરે લોલ.

---

## (૨૨) શ્રી કૃષ્ણ વિરહની પંદર તીથી

વાલા પડવે ને મહારાજ હરિ હું આવુંરે,
એવા રાધાને વાલા કાન મોતીડે વધાવું રે. ૧
વાલા બીજે ને બાજુલે વેશ કાનજી કાળારે,
મારે મંદિરે પધારોને મહારાજ મોરલીવાળારે. ૨
વાલા ત્રીજે ને ત્રિકમરાય દરશન દીજેરે,
મારે આંગણીએ મહારાજ અમીરસ પીજેરે. ૩
વાલા ચોથે ચતુરાં નાર તમને ઝંખેરે,
એવા લોક તણારે અબોલ મનમાં સાંખેરે. ૪
વાલા પાંચમે પૂરો આશ મારા વાલારે,
હું કહું છું વારંવાર નંદજીના લાલારે. ૫
વાલા છઠે ને છોકરવાદ એમ નવ કરીએરે,
એવી બાળપણાની પ્રીત કેમ કરી રહીએરે. ૬
વાલા સાતમે સજ્યા શણગાર હો ગિરધારીરે,
પ્રભુ રાધાને વરજો નાથ દાસી તમારીરે. ૭

વાલા આઠમે ઓછવ થાય મારા વાલારે,
પ્રભુ શું કહું વારંવાર નંદજીના લાલારે. ૮
વાલા નોમે ને નૌતમનારી તુંજ પર વારીરે,
જો મળે પ્રભુ ગિરધારી તો જાઉં બલિહારીરે. ૯
વાલા દશમે દરશન દીજે હું કંઇ કહું છું રે,
તારે મન માને તે લેજે ગોકુળમાં રહું છું રે. ૧૦
વાલા એકાદશી અપવાસ હરિ અમે કરીએરે,
એવા ધન ભૂધરજી મહારાજ બેઠાં ધ્યાન ધરીએરે. ૧૧
વાલા બારશે બાંધી આશ તે કેમ ટળશેરે,
એવી બાળપણાની પ્રીત કે દાડે મળશેરે. ૧૨
વાલા તેરશે ત્રિભોવનરાય દરશન દીજેરે,
એવા લોક તણા એ બોલ મનમાં સંખેરે. ૧૩
વાલા ચૌદશે ચંચળ નારી ચોદશા ચાલીરે,
જો મળે પ્રભુ ગિરધારી તો જાઉં બલિહારીરે. ૧૪
વાલા પુનમે ઉગ્યો ચંદ્ર સહુ સાહેલીરે,
ગુણ ગાયે નથુજીમહારાજ સહાયનો બેલીરે. ૧૫

## (૨૩) શ્રીકૃષ્ણ વિરહના આઠ વાર

સખી આદિતે ઓધવજીરે, અલબેલે આ શું કીધું;
એવા પ્રાણ હમારા જાય છેરે, કુબજાને દરશન દીધું. ૧
અમથી અદકું ઓધવજીરે, અબળાએ અમૃત પીધું;
વલ્લભના સ્વામી પધારોરે, તમ સાથે મારૂં મન બાંધું.

સખી સોમવારે સાહેલીરે, સ્વામીવિનાનું નહીં સારૂં;
જેમ ચંદ્ર ગીયો વાદળીયેરે, ગોકુલમાં ઘોર અંધારૂં. ૩
હું તો ચંચળ ચાલ સંભારૂંરે, મોહન અટકે મારૂં;
એક અરજ હમારી સુણજોરે, રાત દિવસ હું તો સંભારૂં. ૪
વલભના સ્વામી પધારોરે, આવો તો આંખડી ઠારૂં;
મંગળવારે મોહનજીરે, મંદિરીયામાં નહીં રહીયે. ૫
સુખદુઃખની સરવે વાતુરે, કહોને પ્રભુજી હમે કેને કહીયે;
એવાં સુખ સંભારી શામળીયારે, અમે અબળા કરમાઇયે. ૬
જીવ ઘડી એકને ગળે, ઘરે મોરરે ઘર મુકી હમે કયાં જઈયે;
વલભના સ્વામી પધારોરે, તમ આવે આનંદ થાયે. ૭
બુધવારે બુધિ હમારીરે, ત્રિકમ રહે છે તમ પાસે,
એવા કુડા કાગળ લખીયારે, તેડી ગયા અક્રુર આવી. ૮
ઓધવજી હમને કયારે મળશેરે, મોહન ગીયા હમને મેલી;
વલભના સ્વામી પધારોરે, તમ વીના હું થઇ છું ઘેલી. ૯
ગુરૂવારે શ્રી ગોવિંદજીરે, ઘરમાં આવું છું ઘેલી;
શ્રી જમનાજીને તીરેરે, મુખ નીરખે ગોપી ઘેલી. ૧૦
તમે રજની કયાં રમી આવ્યાંરે, રાધાજીને કયાં મેલી;
વલભના સ્વામી પધારોરે, તમ આવે આનંદ હેલી. ૧૧
શુકરવારે સહુ કેયછેરે, મોહન ગીયા અમને મેલી;
ઓધા હમને મેલી શું જાઓ છોરે, કુબજા નારી છે રૂડી. ૧૨
એને પ્રીત કરી પેરાવજોરે, ચતુરાંને ચંચળ ચુડી;
વલભના સ્વામી પધારોરે, તમ આવે હું છઉં રૂડી. ૧૩

શનીવારે શીશ નમાવીરે, એમ કહે ગોકુલનારી;
તમે જનમોજનમના જુઠારે, ગોરસ પીધાં ગીરધારી. ૧૪
પાતળીયા બોલે પળજોરે, હરિ વિઠ્ઠલ વેલા વળજો;
મારા પુરવજનમના સ્નેહીરે, ગોકુલમાં દરશન દેજો. ૧૫
એવાં સુખડાં સંભારી શામળીયારે, અમે અબળાને ઉરમાં લેજો;
વલભના સ્વામી પધારોરે, જનમોજનમ શરણે રેજો. ૧૬

## (૨૪) ગોપી ઘેલી કીધી છે દીનાનાથે

હાંરે ગોપી ઘેલી કીધી છે દીનાનાથરે વિઠ્ઠલ વનમાં,
હાંરે મને ભુરકી નાખી છે ભગવાનરે વિઠ્ઠલ વનમાં.
અરે હાં હાથનાં બાજુબંધ ખેલતે ખોવાણાં,
હાંરે મારી વીંટી વિઠ્ઠલજીને હાથરે–સાહેબ શું રમું રંગમાં૦
હાંરે ગોપી ઘેલી કીધી છે દીનાનાથરે વિઠ્ઠલ વનમાં.
અરે હાં હૈડાંનો હાર મારે હૈડે સમાણો,
હાંરે મારી કામણી વિસારી દરબારરે–સાહેબ શું રમે રંગમાં૦
હાંરે ગોપી ઘેલી કીધી છે દીનાનાથરે વિઠ્ઠલ વનમાં.
અરે હાં ટીલડી હતી તે તો તાંતમાં વિસારી;
હાંરે મારી અંગુઠી ખોવાણી આંગણ બહારરે–સાહેબ શું૦
હાંરે ગોપી ઘેલી કીધી છે દીનાનાથરે વિઠ્ઠલ વનમાં.
અરે હાં સેજફુલ હતાં તે તો સેજમાં વિસાર્યાં,
હાંરે હાર છુટી પડયો રંગચોળરે–સાહેબ શું રમું રંગમાં૦
હાંરે ગોપી ઘેલી કીધી છે દીનાનાથરે વિઠ્ઠલ વનમાં.
અરે હાં ભણે નરસૈયો સતગુરૂ સમરો,

હાંરે એની ઉત્તમ જ્યોતિમાં જ્યોતરે—સાહેબ શું રમુ રંગમાં૦
હાંરે ગોપી ઘેલી કીધી છે દીનાનાથરે વિઠ્ઠલ વનમાં.

## (૨૫) ઓધા અમને જાણે તેને જાણીએ

હાંરે ઓધા અમને જાણે તેને જાણીયેરે—ટેક
વર રાધાજી કેરા વખાણીયેરે, ઓધા૦
હાંરે એક જાણ્યો નરસૈયા નાગરેરે,
હાંરે વાહાલે હુંડી સ્વીકારી કોરે કાગળેરે. ઓધા૦
હાંરે એક જાણ્યા સગાળશા વાણીયેરે,
હાંરે કુંવર વેધ્યો સંગાવતી રાણીયેરે. ઓધા૦
હાંરે પથર ભીંજે ન કદિ ઝાઝાં પાણીયેરે,
હાંરે તેમ મુરખ મુવાસુધી ન જાણુશેરે. ઓધા૦
હાંરે ગુરૂ ગેમલ ગાયે રથ ખેડશુંરે,
હાંરે સંગ સોળશે ગોપીમાં ખેલશુંરે. ઓધા૦

## (૨૬) હરિ વેણુ વાય છેરે વનમાં

હરિ વેણુ વાયછેરે વનમાં, અતિ સ્નેહ વાધ્યો મારા તનમાં. હરિ૦
ચટપટી ચિત્તમાંરે લાગી, જીવન જોવાને હું જાગી. હરિ૦
રસીયાજીનેરે રાગે, વ્યાકુળ કીધાં છે વૈરાગે. હરિ૦
તનમન ભુલીરે બેની, વનમાં વાંસલી વાગે સ્નેહની. હરિ૦
દુધડાં મેલ્યાંરે ઢળતાં, છોરૂ આવે છેડે વળગ્યાં. હરિ૦

કંઈ કંઈ વાચાંરે કંથે, પીયુજીને મળવા ચાલ્યાં પંથે. હરિ૦
વાલમ જોયારે વનમાં, મૂળદાસ મહાસુખ પામ્યા તનમાં. હરિ૦

## (૨૭) માવા મહીની મટુકી મારી મેલની

(દાણનું)

હાંરે માવા મહીની મટુકી મારી મેલનીરે,
હાંરે ક્ષેમ કુશળ જાવાદે મારી હેલનેરે. માવા૦
હાંરે અમે મહીયારાં કાના રાજા કંસનાંરે,
હાંરે અમે દાણ ન દઈએ ગોરસનાંરે. માવા૦
હાંરે અમને શીદને રોકો છો વાટમાંરે,
હાંરે માખી પડશે મહીકેરા માટમાંરે. માવા૦
હાંરે રાજા કંસને આ ખબરૂ થાય છેરે,
હાંરે માવો મહીડાં લૂટી લૂટી ખાય છેરે. માવા૦
હાંરે મારો આછો પાલવડો તાણમાંરે,
હાંરે રાણી રાધીકાને એકલડી જાણમાંરે. માવા૦

## (૨૮) રશીયાનાં પદ (વલ્લભ કૃત)

પદ ૧ લું

રસીયો રસે ભર્યોરે, વાલો મારો વીઠલવર વરણાગીરે;
વ્રજ વનિતાએ વર્યોરે, એઉની છબી ઉપર લેહ લાગીરે. ૧
નાગર નંદતણોરે, નટવર નાચે ને ગાય ગીતરે;
વાલો લાગે ઘણોરે, પ્યારો પ્રેમ ઉપજાવે પ્રીતરે. ૨

સુંદર શામળોરે, મારા હૈયા કેરા હારરે;
પ્રીતમ પાતળોરે, મારા પ્રાણજીવન આધારરે. ૩
લાગે હરિ મીઠડોરે, રસીયો રાસ રમણનો ભોગીરે;
વલ્લભ પ્રભુ દીઠડોરે, એથી સદા રહું સંજોગીરે. ૪

પદ ૨ જું

લાગી મુને નેહ જડીરે, એથી અળગું કેમ રહેવાયરે;
નીરખું ઘડી ઘડીરે, એ સુખ કેની આગળ કહેવાયરે. ૧
ભીડી મુને ગેલમાંરે, વાલે મારે વંદ્રાવનને ચોકરે;
સહીયરના સાથમાંરે, શોભે તારામાં જેમ ચંદરે. ૨
ઉભો અલબેલડોરે, જીવન જમુનાજીને તીરરે;
લાલરસ ઘેલડોરે, વેણુ વજાડે હળધર વીરરે. ૩
સખી સહુ ટોળે મળીરે, જોવા જશોદાજીનોકાનરે;
મરજાદારે ટળીરે, લાગ્યું મારૂં વલ્લભ પ્રભુ શું ધ્યાનરે. ૪

પદ ૩ જું

ઘેલી હું તો થઇને ફરૂંરે, ઘેલા ગીરધારીને સંગરે;
બીજું મુને નવ ગમેરે, મારૂં વ્યાકુળ કીધું મનરે. ૧
જળ ભરવાને મસેરે, જાવું મારે જમુનાજીને ઘાટરે;
હરિ હરખે હસેરે, આડો આવી રોકે વાટરે. ૨
નીરખું નેણ ભરીરે, સજની શામળીયાનું રૂપરે;
રાખું હઇડે ધરીરે, મારે સરવશ નદકુમારરે. ૩
બીજું મુને નવગમેરે, મારે સરસ કમળનું રૂપ;
મન કેડેરે ભમેરે, દાસ વલ્લભ જુગલ જશ ગાયરે. ૪

### પદ ૪ શું

પ્રીતની વાતડીરે, જેને લાગી હોય તે જાણેરે;
તજી ઘરજાતડીરે નીરલજ થાયે તે રસ માણેરે. ૧
લજ્જા તીહાં પ્રેમ નહીંરે, જ્યાં પડદા ત્યાં શાની પ્રીતરે;
પ્રેમ ત્યાં લાજ નહીંરે, જગત ભગતની અવળી રીતરે. ૨
એવું છે મારેરે, સજની શામળીયાની સાથરે;
એવું નથી તારેરે, અમે વેચાણાં નાથને હાથરે. ૩
તનમન સોંપીયુંરે, હવે જે થાનાર હોય તે થાયરે;
આ ભવ આપીયુંરે, દાસ વલ્લભ જુગલ જશ ગાયરે. ૪

### પદ ૫ મું

કારણ શું રે કહું રે, મુજને કાનુડાના કોડરે;
કોઇથી નવ ડરૂં રે, હરખે હીંડું મોડામોડરે. ૧
આ ભવ પાપ મટયુંરે, હતું જે શુળીકેરૂં સાલરે;
દુરીજન દેખી બળેરે, શીરપર ગાજે નંદકુમારરે. ૨
પ્રીત પ્રગટ કરૂં રે, સજની શાને રાખું છાનીરે;
ધીરજ નવ ધરૂં રે, મારૂં આતુર કીધું મનરે. ૩
પ્રાણનો પ્રાણ સખીરે, જીવન તો જશોદાજીનો કાનરે;
રાખું હઇડે લગીરે, દાસ વલ્લભ જુગલ જશ ગાયરે. ૪



## (૨૯) પાલવડાનાં પદ (નરસિંહ કૃત)

### પદ ૧ લું

પાલવડેરે મારો મેલો મોહનજી, મારગડે મુને જાવા દો;
વળતાંને દાણ પ્રભુ આપીશ તમારાં, મહી મારાં વેચાવા દો.
મહીરે વેચંતાં કોણ તને રોકે, ચાલી જા રાધેપ્યારી;
દાણ દધીનાં અહીં આપીને, વળતી થા તું વૃજનારી.
નારીરે કહીને કોને બોલાવે છે, છાનો રહેની છોગાળા;
કઠણ રાજ છે કંસજ રાયનાં, ગાયો ચારંતા ગોવાળા.
હું છે ગોવાલીયો ને તું છે ગોવાળણ, ફરી ગમે તો આવજે;
કંસજ સરખા હોય હેમાયતી, સુખે તેડીને લાવજે.
તેડી લાવું પણ દીયો મને જાવા, શીદ રોકો છો પરનારી;
મ્હેતા નરસિંહના સ્વામી શામળીયા, ઘેલા થયા શું પ્રભુ ગીરધારી

### પદ ૨ જું

ઘેલોરે છું પણ દાણ નવ મેલું, હોકડલો એકે ખોટો;
ગીરીધારીએ ગોકુળ વસાવ્યું, તે કરતાં તારો કંસ મોટો.
મોટો હતો ત્યારે મથુરાં મેલી, મધરાતે તું શીદ ભાગ્યો;
પર ઘેર રહીને પેટજ ભરતો, આજ દાણી ક્યાંથી જાગ્યો.
એક નોતી તેની નવ લાખ ધેનુ, નોતું તે ધન આવ્યું છે;
માતા તમારી મહીડાં વેચંતી, રાજ આજ ઘેર આવ્યું છે.
રાજ આવ્યું પણ રીત નહિ મેલું, મેહેણાં શું દીયો મહીયારી
મ્હેતા નરસિંહના સ્વામી શામળીયા, ઘેલા થયા શું પ્રભુ ગીરધા

પદ ૩ જું

મહીયારીના ગૌરસ હરીયાં, કામ વિના કારણ પેહેલું;
વાંકું બોલીને વેર જગાડું, કાં હૈયાનો હાર ત્રોડું.
હાર ન ત્રુટે મહી ન ખુટે, ન્યાય નગરમાં પૂછાશે;
મ્હેતા નરસિંહના સ્વામી શામળીયા, આમ કેમ ગોકુળ રેહેવાશે.

પદ ૪ થું

ગોકુળ રહો કે રહોરે મથુરાં, દાણ દધીનાં નહીં મેલું;
વાંકુ બોલીને વેર વળાવ્યું, કામ વિના કારણ પેહેલું.
દેવકીજીને ઉદરે વસીયા, નંદતણે ઘેર રહ્યા આવી;
નંદજસોદા મહાબળ ભાગી, કૃષ્ણઉપર હું જાઉં વારી.
દેવસ્વરૂપે વાત ન જાણી, ગોકુળમાં ગાયો ચારી;
ગાયો ચારંતા ગીરધારીના, ચરણ કમળપર જાઉં વારી.
મ્હેતા નરસિંહના સ્વામી શામળીયા, ઘેલા થયા શું પ્રભુ ગિરધારી.

---

## (૩૦) જળ જમુના ગયાંતાંરે પાણી

જળ જમુના ગયાંતાંરે પાણી, કાંઠડે ઉભો મહીનો દાણી;
આવી મારે છેડલેરે વળગ્યો, રસીયા રહેની અમથી અળગો.
મારે મહી વેચવારે જાવું, તારે મારગ લૂંટી ખાવું;
મુજપર કાંકરીરે નાખી, મનમાં કોપી પણ રહી સાંખી.
ચાલો સખી રાવેરે જઇએ, જઇને નંદબાવાને કહીયે;
સખીયુની જોડરે દીઠો, એ તો મારા હ્રદયામાં પેઠો.

મારે ઘેર આવજોરે વહાલા, હમણાં લાગ નથી નંદલાલા;
મારે ઘેર આવજોરે રાતે, મોહી તારા મોરીયાની ભાતે.
મારે ઘેર આવજોરે રસીયા વહાલા, મારા હૃદય કમળમાં વસીયા;
મારે ઘેર આવજોરે લટકે, પાનસોપારી બંધાવું પટકે.
વાટડી જોઉં છુંરે વહેલી, દીપક મંદિરીયામાં મેલી;
હળવે ડગલાંરે ભળજો, જેમ કોઈ જાણે નહીં તેમ સંચરજો.
હમ ઘેર સાસુરે જુઠી, નણદી નાની છે પણ મોટી;
જો જેઠાણીરે જાણે, કંથને સોંપે તેવે ટાણે,
મળ્યો મીઠાનોરે સ્વામી, તનમન સોંપ્યાં અંતરજામી.

## (૩૧) છબીલો લાલ આવ્યા શ્રી ગોકુલ તારવા

આવ્યા શ્રી ગોકુળ તારવા, છબીલો લાલ,
આવ્યા શ્રી ગોકુળ તારવા.

વસુદેવને ઘેર જનમ ધરીને, નંદબાવાની ધેનુ ચારવા. છબીલો૦
નરસિંહરૂપ ધર્યું મારે વહાલે, પ્રહ્લાદને ઉગારવા. છબીલો૦
વૃંદાવનની કુંજગલીમાં, ગોપીયુને રાસ રમાડવા. છબીલો૦
ગોકુળ અવતરી શ્રીકૃષ્ણજી આવ્યા, પાંચ પાંડવને ઉગારવા. છ૦
વલ્લભના સ્વામી પ્રભુ રસીક શીરોમણી, વૈષ્ણવજનને ઉગારવા. છ૦

## (૩૨) અક્રુર આવ્યા હરિને તેડવારે

અક્રુર આવ્યા હરિને તેડવારે,
એ છે મારા દુઃખડાનો દયાળ હો લાલ,
ગોકુળ વહેલા પધારજોરે. (૯૪)
નયણે આંસુડાં હરિ ઉલટયાંરે,
તમને વરાવીને થઈ છું હરિ હું વ્યાકુળ હો લાલ. ગોકુળ૦
શોણલાં થઈ ગયાં સંસારનાંરે,
હમને એકલડાં મ મેલો હો લાલ. ગોકુળ૦
આવ્યાં હરિ તમારી આળમાંરે,
હવે હું તો કેમ કરી નાખું ટાળી હો લાલ. ગોકુળ૦
જોજો જગજીવન મારી પ્રીતડીરે,
રથ પાછા હરિ વાળો હો લાલ. ગોકુળ૦
વંદ્રાવનમાં જોઉં છું હરિ તમારી વાટડીરે,
અમને એકલડાં નવ મેલો હો લાલ. ગોકુળ૦
વંદ્રાવનમાં ગોકુલ મથુરાં બે ગામડાંરે,
વચમાં જમનાજી ભરપૂર હો લાલ. ગોકુળ૦
મથુરાંમાં મામાના મળતાં આવજોરે,
એ છે હરિ તમારૂં મોશાળ હો લાલ. ગોકુળ૦
ધન ધન ધન નરસૈયાના નાથનેરે,
અમને ઉતારો ભવપાર હો લાલ. ગોકુળ૦



## (૩૩) આશા ભર્યાંરે અમે આવીયાં

આશા ભર્યાંરે અમે આવીયાંને,
મારે વહાલે રમાડયા રાસરે. આવેલ૦
શરદ પુનમની રાતડીને,
કંઇ ચંદ્ર ચડયો આકાશરે. આવેલ૦
મારે જાવું છે મોહી જાતરાને,
મુને મલીયો સાહેલીને। સાથરે. આવેલ૦
ગોકુલ નાહ્યાં ને મથુરાં નાહ્યાં,
ને નાહ્યાં નિર્મલ નીરરે. આવેલ૦
પાંચ સાત સહીયર મળી સામટીને,
હમે ગયાં ગંગાજીને ઘાટરે. આવેલ૦
વલ્લભના સ્વામી પ્રભુ શામળાને,
હમને તેડી રમાડયાં રાસરે. આવેલ૦

---

## (૩૪) ગોરસ ગિરધારીનું પદ

મારે માથે છે ગોરસ ગોરીરે,
તેની ઉપર દહીંની દોણી. ગોરસ ગીરધારી.
રાધા સયરૂને। સાથ લઇ ચાલીરે,
કાંઠે બેઠા છે કાનજી દાણી. ગોરસ૦
ચાલો સહિયરે। મારગડો છાંડીરે,
જગજીવને નજરૂ માંડી. ગોરસ૦

ઉઠો જાઓ ગોવાળીયા વેલારે,
દાણુ ન આપે તો ઝાલજો છેડા. ગોરસ૦

એક આડો ગોવાળીયો આવ્યોરે,
રાણી રાધાશું ઝગડો માંડયો. ગોરસ૦

દાણ આપો ઠ્યાલનાં લેશુંરે,
પછી અળગાં જાવા દેશું. ગોરસ૦

દાણુ નહીંરે આપું શું થાશે,
પછી હારી ગોવાળીયા જાશે. ગોરસ૦

દાણુ લીધાં ને ગોરસ પીધાં,
રાણી રાધાજીને હરવી દીધાં. ગોરસ૦

## (૩૫) મારાં મહીડાં ચોરીને મોહન જાતો રહ્યો

છટકી ગયોને મોહન જાતો રહ્યો;
મારાં મહીડાં ચોરીને મોહન જાતો રહ્યો. (ટેક)

હું દ્હોતી હતી ગાવડી ઘરમાં નહોતું કોઇ;
ઓચીંતા હરિ આવીયા જીવને વેળા જોઈ,
ખાધાં પીધાંને ભાણું ભટકી ગયો. મારાં મહીડાં૦

ગાય વરાવી ગોંદરે ઉભી સખીઉ સાથ;
મહી ચોરી કાન સામા મળ્યા મેં વરત્યા દીનાનાથ,
દોડી દોડીને કાન જાતો રહ્યો. મારાં મહીડાં૦

મન મોહનને નીરખ્યા, વળી ચડયા કદમને ડાળ;
એ ચડતાં હું પણ ચડી, પકડી લેવા કાન,
એમ કરીને કાન છટકી ગયો. મારાં મહીડાં૦

## (૩૬) કૃષ્ણુવિરહના બાર માસ

કારતક મહીને કંથ સધાવ્યા, રહી શકે નારી,
કરજોડી કરૂં વિનતિરે, ગયા છોડીને રહી છું હારીરે.
એવી કઠણુ કરણી અમારીરે,
ભોળા શંભુની સેવના ન કીધીરે,
પ્યારી થાપણુ ઓળવીને લીધીરે ,
મથુરાંના વાસી મહોલ આવોરે.
અરે કહાન એક સંદેશડો કહાવોરે,
હાંરે મારા બાળપણુના બેલીરે,
અરે ગોપી ગીરધર વિનાની થઈ છે ઘેલીરે. મથુરાં૦ ૧
માગશર મહીને મેલી ગીયા, જઈ બેઠા જગદીશ,
સંદેશો કહેજો શામનેરે, હરિને ચરણે નમાવું શીશ.
અરે એના ગુન્હા કરૂં બક્ષીસરે,
મને કોઇ દેખાડો જગદીશરે. મથુરાં૦ ૨
પોશ મહીનાની પ્રીતડીને જોબન તણો જંજાગ,
ભોજન હતાં તે તો જમી ગયારે,
મારાં ઠાલાં ઠણેર્યાં ઠામ,અરે એ તો જોબનતણોરે જંજાગ. મથુરાં૦ ૩
માહ મહીનાનું માનવીને, થરથર દેહી થાય,
સુની હરિની સેજડીરે, એની સેજડીએ ન સુવાયરે,
મન ક્રેહની તે વેદના થાયરે, મને કોઇ દેખાડો જદુરાય. મ૦ ૪
ફાગણુ ફુલ્યો ફૂલડેને, રમતા શ્રી રઘુરાય,

કંકું ઘોળું વાટકેરે, રૂડા ચોખલા ચોડું લલાટ,
હરિને વીંઝણે ઢાળું વાય. મથુરાં૦ ૫

ચૈતર ચકમક આવીયોને, પીપળ ખરીયાં પાન,
કામણગારો ન આવીયોરે, મને હરિ મળ્યાની હામ,
મને કોઇ દેખાડો શ્રીરામ, અરે એને આપું તે એકજ ધામ.
મથુરાં૦ ૬

વૈશાખે જોઉં વાટડીને, વેગે વૈકુંઠનાથ,
કંકું ઘોળું વાટકેરે, હરિને ચોખલા ચોડું લલાટ,
હરિને વીંઝણે ઢાળું વાય, મને કોઇ દેખાડો જદુરાય. મથુરાં૦ ૭

જેઠે જાણ્યું આવશેને, વેગે વૈકુંઠરાય,
સંદેશો કેજો શામનેરે, તમે વેહેલા પધારો દ્વાર,
ઘેર રૂવે છે તમારી નાર. મથુરાં૦ ૮

અશાડે ઘન ઘેરીયોને, રૂમઝુમ વરસે મેહ,
ચારે દશે ચમકે વીજળીરે, રૂડા બપૈયા બોલે છે બોલ,
એવી કોયલ કરેરે કલોલ, રે એવા મધુરો બોલે છે મોર.
મથુરાં૦ ૯

શ્રાવણ વરસે સરવડેને, નદીયે બહોળાં નીર,
તવતવડી ટોળે મળીરે, હરિને ખોબલે છાંટીશ નીર,
મારાં ભીંજાશે નવરંગ ચીર,મને કોઇ દેખાડો બળવીર.
મથુરાં૦ ૧૦

ભાદરવો ભર ગાજીયોને, ગાજે સાગર નીર,

જોઉં હરિની વાટડીરે, હરિ ન આવ્યાને રહે નહીં ધીર,
અને કોઈ દેખાડો જદુવીર. મથુરાં૦ ૧૧
આશો માસ ભલે આવીયો, ને આવ્યાં હરિની પાસ,
કરજોડી કરૂં વિનતિરે, હરિયે પુરી છે મનની આશ,
એમ ગાયે છે વીરોદાસ. મથુરાં૦ ૧૨

---

## (૩૭) રણછોડકૃત મહિના

વાલા કારતક કીરપાનાથ, કરૂણા કીજેરે,
એવા દીનદીન દુલભનાથ, દરશન દીજેરે.
અરે વાલા જરા ન કરીયે ઢીલ, અવસર આવ્યારે,
એવા ટાણે મળે જે કાંઈ તે, ન મળશે નાણેરે.
વાલા ગુણ તમારા હોય, ગતમત ભુલીરે,
એવી પ્રિત ના જાણે કોય, દરશન દેજોરે.
વાલા પરમાણંદની પ્રિત, પીયુ તમે પાળોરે,
એવી રાખો રસની રીત, ભાવે ભાળોરે.
વાલા સ્વામી તમારાં નેણ, અમીરસ ભરીયાંરે,
એવા રણછોડદાસની સાથ, મનડાં મળીયાંરે. ૧
વાલા માગશરે મહારાજ માયા લાગીરે,
એવી વ્યાકુળ થઈ વ્રજનાર, જોવા લાગીરે.
એવા કામણગારા કાને, કામણ કીધાંરે,
અમને ભેદ મળ્યા ભગવાન, મન હરી લીધાંરે.

અરે વાલા દુર થીયો ઘરવાસ, તેથી ઘરમાંરે,
અરે એવી વ્યાકુળ થઈ વૃજનાર, ભરજોબનમાંરે.
અરે સાંભળ વૃજની વાત, નીરે તીરે,
અરે મારે નાથે કેળની પેઠ, નાખ્યા વેરીરે
અરે સ્વામી તમારી પાસે રહેશું રંગેરે,
એવા રણછોડદાસનો નાથ, રહેશું સંગેરે. ૨
અરે વાલા પોશે પડીયો શોશ, હરિ ન આવ્યારે,
એમાં કરમતણો શો દોષ, અવગણ આવ્યારે.
અરે સૈયર સુની સેજ, તે કેમ સુયેરે,
અમને દુઃખ પડયાં અપાર, કોને કહીયેરે.
કે દુઃખની દાઝી દેહ, નીરમળ સોયેરે,
અરે મારે નાથે છાંડયા નેહ, તે કેમ રહેશેરે.
અરે તેની વખતના સમ ખંતે ખાયેરે,
રણછોડ માનો વાત એમ ન થાયેરે. ૩
માહ મહીનાના મન કે, જાતાં નવ જાણ્યાંરે,
એવા કુડા તમારા સમ અંતર આણ્યારે.
અરે ભલે ભેટયા નાથ ઓરા આવોરે,
શ્રી પ્રભુશ્રી જાદવરાય, અમને બોલાવોરે.
અરે જોબનીયાના માસ, જોબન જાણોરે,
એવા દેહીતણા આધાર, એમ ન કીજેરે.
અરે અબળાના આધાર, અમને મનાવોરે,
એવા રણછોડ માનો વાત, અમૃત પાઓરે. ૪

અરે આવ્યો ને ફાગણ માસ, કેશર ફૂલ્યાંરે,
જેના ઘરમાં નહીં ગુણવંત, ભરમે ભૂલ્યાંરે.
અરે આવ્યાં તે આંબાવન, ફુલ્યાં ફૂલ મોરેરે,
એવી વ્યાકુલ થઈ વૃજનાર, બોલે બલમાંરે.
અરે નરનારી ગુણ ગાય, ખેલે હોળીરે,
એવાં છાંટણાં છંટાય, કેશર ઘોળીરે.
અરે ઉડે તે અબીલ ગુલાલ, વાજાં વાજેરે,
એવા જોવાને નંદકુમાર, હૈડું દાઝેરે.
અરે અરથ સરસિની અંગ, ગાતર ઘાલીરે;
રણછોડ નહીંરે રંગ, કહો કેમ ટાળીરે. ૫
ચૈતર મહિને ચંત ઉપજી ચંતારે,
અરે કપટ મ કરજો કાન, પીયુ ગુણવંતારે.
અરે અમને તમારી આશ, હૈડે હેડારે,
એવા અરૂંળ ગીયા નવમાસ, ન થીયો નેડારે.
અરે મન વિનાના મોરાર, મીટે માળોરે,
એવા રણછોડ માનો વાત, પાલવ ઝાલોરે. ૬
અરે વાલે વૈશાકે વૈકુંઠપતિ નવ આવ્યારે,
એવાં આવ્યાં તે આંબાવન, સંદેશો ન લાવ્યાંરે.
અરે એવા ઉનાળાના દિન, તે કેમ જાયેરે,
એવા રણછોડ મોંઘા થાય, તે કેમ સેહેવાયેરે. ૭
વાલા જેઠની જુગતી જાણી, મન શરમાણીરે,
એવી મોહન વિનાની નાર, મન મુઝાણીરે.

વાલા જોઉં હશકે વાટ, વાલમ કેરીરે,
એવા રણુછોડે હમને આજ, મેલ્યાં ઠેલીરે. ૮
અરે વાલા ચોમાસાના દિન, તે કેમ જાયેરે,
તમને મલ્યા વિનારે મોરાર, કેમ રહેવાયેરે.
અરે વાલા કઠણુ હૈયાના કાન, ન કરીયે કુડીરે,
અરે દરશન દીયોની મહારાજ, આ ઋતુ રૂડીરે.
અરે વાલા પુરણુ બાંધી પ્રિત, પ્રાણુજ સાથેરે,
તે કીધી તમે વિપરીત, હૈયું દાઝેરે.
અરે વાલા ભોમી ઘટા ઘમઘોર, વાદળ વરસેરે,
વન બોલે બપૈયા મોર, દાદુર ટળશેરે.
અરે મારા વાલાના વિજોગ, કયાં જઈ વેઠુંરે,
મુને મલ્યો છે સરસ સંજોગ, કયાં જઇ ભેટુંરે.
અરે વાલા બાંધી તમારી આશ તે કેમ ટળશેરે,
એવા મોંઘા રણુછોડરાય, છે કયારે મલશેરે. ૯
અરે વાલા શ્રાવણની રાત ચાર અમને વાલીરે,
મારે નયણે આંસુડાંની ધાર, ચોદશ ચાલીરે.
અરે વાલા નદીયે આવ્યાં પૂર, ભરણે ભરીયાંરે,
તમે જોજો નારીનાં રૂપ, ઠાર્યાં ઠરીયાંરે.
અરે વાલા ભરજોબનના ભાવ, જુગતે જોયેરે,
એવા પડશે દુર્લભદાસ, શેજે સુયેરે.
અરે વાલા હેમતણો ભરથાર, ધ્રુવશું ધ્રવીયેરે,
એવા શજવા સોળે શણુગાર, ફોગટ ફરીયેરે.

અરે વાલા મન વિના મોરાર, મોટા મીંહારે,
એવા મોંઘા રણછોડરાય, પાલવ ઝાલ્યારે. ૧૦
અરે વાલા ભાદરવો ભરપુર વશીયે વાલારે,
હમે કેમ વશીયે ઘડી દૂર, નંદજીના લાલારે.
અરે વાલા ઘણું તલસે છે મન, મળવા મારૂંરે,
મારૂં જોબન જાય ભરપૂર, કયાં જઈ ઝાલુંરે.
અરે વાલા વીજળીની બહુ જાત, ચોદશ ચમકેરે,
એવી ધરતી તે લાલ ગુલાબ, પ્રમ પ્રમ પ્રમકેરે.
અરે વાલા રૂડું તે વંદરાવન, જોવા સરખુંરે,
મારૂં જોવા તે જગજીવન, હૈડું હરખ્યુંરે.
અરે મારા અબળાના આધાર એમ ન કરીયેરે,
એવા રણછોડ માનો વાત અમૃત પીયેરે. ૧૧
અરે વાલા આવ્યો તે આશોમાસ આશા હમનેરે,
મારા પીયુ પધારોની પાસ, તેડું તમનેરે.
અરે વાલા નવરાત્રીની રાત, સરખાસરખીરે,
મારો શામળીયો છડીદાર, જોવા હરખીરે.
અરે વાલા દશેરાના દિન, સુખ છે સહુનેરે,
એવાં દુઃખ પડયાં અપાર, રાધાવહુનેરે.
અરે વાલા ઘેર ઘેર ઓછવ થાય, જાય દીવાળીરે,
કેમ જીવું તે જાદવરાય, કહો કીરતારીરે.
અરે મારા અબળાના આધાર, એમ ન કરીયેરે,
એવા રણછોડ નંદકુમાર, અમીરસ પીયેરે. ૧૨

## (૩૮) રાજુકૃત રસિયા (મહિના)

### માસ ૧ લો

સખી કારતક માસે કંથ મેલી ચાલ્યારે,
મારે નયણે આંસુડાંની ધાર, વ્રેહની જ્વાળારે. ૧
સખી હવે તે કેમ રહેવાય મારી બેનીરે,
મારે નયણે આંસુડાની ધાર, જ્વાળા વ્રહનીરે. ૨
સખી મરમ ન જાણે નાથ, કહો કેમ કરીયેરે,
તમને વણદીઠે અમને મોત, માર્યાં મરીયેરે. ૩
વાલા મરમ મોંઘેરા હોય, વાલમ વિજોગેરે,
કયેં મળશે મીટોમીટ, શ્યામ સંજોગેરે. ૪
સખી સામું જોશે શ્યામ, તયેં દુઃખ ટળશેરે,
રાજુના રસીયા નાથ, હવે કયેં મળશેરે. ૫

### માસ ૨ જો

સખી માગશર માસે મન, મળવા હીંશેરે,
એનો પંથડો નિહાળે નાર, નાથ મ દીશેરે. ૧
સખી જોતાં તે જોબન જાય, રહે નહીં રાખ્યાંરે,
વાલા એ રસ કેમ મેલાય, જે રસ ચાખ્યારે. ૨
સખી જાણ્યું જે રહેશે નાથ, આજની રાતે,
હુંતો કરી ન શકી એક વાત, હરિની સાથે. ૩
મારા મનમાં મોટી હાઞ, કહો કેમ કરીયેરે,
રાજુના રસીયા નાથ, હવે કયેં મળીયેરે. ૪

## માસ ૩ જો

સખી પોષ માસે પ્રાણ, જાયે પોષ્યાંરે,
મારાં સુંદર સરીખાં શરીર, શોચે શોષ્યાંરે. ૧
સખી શોષ્યાં તે શ્યામા અંગ, અન્ન નવ ભાવેરે,
એ તો લોક કહે પંડરોગ, પીળપ જણાવેરે. ૨
મારા રૂદીયાનો વીસરામ, શ્રી વનમાલીરે,
મુને મળતો મારગમાંહી, દેતો તાલીરે. ૩
વાલા સુંદરીની સંભાળ, વેલી તમે લેજોરે,
રાજુના રસીયા નાથ, દરશન દેજોરે. ૪

## માસ ૪ થો

સખી માહ મહીને મહારાજ, હજુ નવ આવ્યોરે,
કોઈ દુતીને મળીયા કહાન, તેણે સમજાવ્યારે. ૧
વાલા ઉભી તે આઠે પહોર, વાટડી જોતીરે,
મારે હૈડે રૂદન અપાર, નયણે રોતીરે. ૨
સખી જોઉં દશકે વાટ, વાલમકેરીરે,
વાલે મોર કળાની પેર, નાખ્યાં વેરીરે. ૩
વાલા સુંદરીની સંભાળ, વેલી તમે લેજોરે,
રાજુના રસીયાનાથ, દુઃખ મ દેશોરે. ૪

## માસ ૫ મો

વાલા આવ્યો તે ફાગણમાસ, કે કેસર ઘોળ્યાંરે,
અરે એવા કોકીલા કરેરે કલોલ, મધુર રસ ઢોળ્યારે. ૧

વાલા રમશું કોનીસાથ રંગભર હોલીરે,
સખી જોઉં દશ કે વાટ વાલમકેરીરે. ૨
સખી ઉડલી અબીલ ગુલાલ વાજાં વાજેરે,
એવા મોહન મથુરાંમાં જાય તે કેમ છાજેરે. ૩
વાલા બંસીભટના બોલ રૂડા રંગેરે,
એવા અવસરે અળગા નાથ નથી સંગેરે. ૪
લાવો લાવો લેખણને દોત લખીયે હરિનેરે,
રાજુના રસીયા નાથ હઈડે ઠરીયેરે. ૫

માસ ૬ ઠો

વાલા ચૈતરમાસે ચિત રમવા થાશેરે,
એવા ખાવા ધાશે ધામ કેમ રહેવાશેરે. ૧
વાલા ભીતર ભડકા હોય ભૂદર જાણેરે,
રહેજે જાણે તેની રીત તે સૌ માણેરે. ૨
વાલા પડયો ઉનાળો ધંખ ધરણી ધંખેરે,
એવા તપીયાનારે તપ સાધના ચુકેરે. ૩
વાલા કડાયામાં તેલ લઇને તરીયેરે,
રાજુના રસીયા નાથ હઈડે બરીયેરે. ૪

માસ ૭ મો

વાલા વૈશાખે વિપરીત સરખી દીસેરે,
એનો પંથડો નિહાળે નાર નાથ મ દીસેરે. ૧
વાલા થોડાં તે જળનાં મીન તરફડે જેવાંરે,
એવી નાથ વિજોગે નાર દીસે તેવાંરે. ૨

વાલા વાસી તે જાણ સુજાણ અહોનીશ જાણેરે,
મારાં પરવશ પડીયાં પ્રાણ તેની નવ જાણેરે. ૩
વાલા સુંદરીની સંભાળ વહેલી તમે લેજોરે,
રાજુના રસીયા નાથ દરશન દેજોરે. ૪

માસ ૮ મો

સખી જેઠ તે માસે ઠેઠ જોઇ જોઈ થાકયાંરે,
મારાં લોચને ચુવે નીર રહે નહીં રાખ્યાંરે. ૧
વાલા શોભીયા માથે પરમ શરવસ ચુવેરે,
મારા સુંદર ચતુર શું નાથ કાંઇ નવ જુવેરે. ૨
વાલા પરદેશી પરદેશ હજી નવ આવ્યારે,
એવા કઠણ હયાના કાન સંદેશો ન કહાવ્યારે. ૩
મારા મનમાં મોટી આશ કહો કેમ કરીયેરે,
રાજુના રસીયા નાથ હઇડે ઠરીયેરે. ૪

માસ ૯ મો

વાલા વીત્યા તે આઠે માસ આવ્યો અશાડીરે,
એવા ચૌદશ ઘોરમઘોર મોર ઢણુકેરે. ૧
વાલા પંખી વેશે જાત કહો કેમ કરીયેરે,
એવા વલભ દેશ વિદેશ સરખાં થઇયેરે. ૨
વાલા ઘોર અંધારી રાત વીજ ઝબુકેરે,
એવા ન આવ્યા નંદના લાલ ગોપીયુ વલખેરે. ૩
વાલા મળ્યા નહીં મોરાર હવે કેમ કરીયેરે,
રાજુના રસીયા નાથ કે દહાડે મળીયેરે. ૪

માસ ૧૦ મો

વાલા શ્રાવણમાસે શ્યામ એઉની પાસેરે,
એવું લાગી રહ્યું છે મન હરિની આશેરે. ૧
વાલા દાદુર બોલે મોર મેહુલા ગાજેરે,
એવા મોહન મથુરાંમાં જાય તે કેમ છાજેરે. ૨
વાલા મોર બોલે મલ્હાર મેહુલા વરસેરે,
એવા મોહન મથુરાં મોઝાર ઓપીયુ તલખેરે. ૩
વાલા સુંદરીની સંભાળ વહેલી તમે લેજોરે,
રાજુના રસીયા નાથ દુઃખ મ દેજોરે. ૪

માસ ૧૧ મો

વાલા ભાદરવાના ભાવ અતિ અનેરારે,
એવા રાતા પીળા રંગ વાદળફેરારે. ૧
વાલા અમથા વરસે મેઘ નદી શું પુરેરે,
મારે મળવું પીયુજીની સાથ થીએ અસુરેરે. ૨
વાલા સુનો તે આ સંસાર મોહન વિનારે,
મારા પાપી પ્રાણ ન જાય કાંઇક અનેરારે. ૩
મારૂં મન બાંધ્યું મહારાજ હરિની સાથેરે,
એવા ન આવ્યા જુગદાધાર હાર્યા હાથેરે. ૪
વાલા કઠણ કરમની રેખ કહો કેમ કરીયેરે,
રાજુના રસીયા નાથ હવે કેમ કરીયેરે. ૫

માસ ૧૨ મો

વાલા આસુના આનંદ અતિ અનેરારે,
એવાં હરખ્યાં હૈડામાંય રાધાનારીરે. ૧

વાલા હરખ્યાં હઇડામાંય હરિને દેખીરે,
એવાં દુખડાં નાખ્યાં દૂર સઘળાં ઉવેખીરે. ૨
વાલા વિવાહ તે સરખી વાત સહુના મનમાંરે,
એવાં હરખ્યાં રાધાનાર ગોપીજનમાંરે. ૩
વાલા બારે મહીના ગાય જે નરનારીરે,
એની ગોવિંદ પુરશે આશ વારોવારીરે. ૪
વાલા સુંદરીની સંભાળ વહેલી તમે લીધીરે,
રાજુના રસીયા નાથે પોતાની કીધીરે. ૫

---

## (૩૯) થોભણકૃત વાલાજીના મહિના

### માસ ૧ લો

કારતકમાસે મેલી ચાલ્યા કંથરે, વાલાજી
પ્રિતલડી તોડીને આણ્યો અંત. મારા વાલાજી
પીયુજી મારા શું ચાલ્યા પરદેશરે, વાલાજી
મંદિરયાંમાં મેલ્યાં બાળે વેશ. મારા વાલાજી
ભર દરિયામાં મેલી મુજને વહેતીરે, વાલાજી
આવડલી ઘાતો તે હું નવ લેતી. મારા વાલાજી
હુંતો જાણુતી ઉજળું એટલું દુધરે, વાલાજી
જાવાને દિવસડે માંડયું જુદ્ધ. મારા વાલાજી
સાગરીયા તમે શીદ થયા છો ખારારે, વાલાજી
કો આગળ જઇ કરીયે કષ્ટ વિસારા. મારા વાલાજી

તમે અમારાં દુઃખડાંના છો જાણુરે, વાલાજી
પ્રિતલડી ઉપર બંધાણા પ્રાણ. મારા વાલાજી
થોડે ને દિવસડે અમને મળજોરે, વાલાજી
શોભણના સ્વામીજી વહેલા વળજો. મારા વાલાજી

માસ ૨ જો

માગશરમહિને મંદિર ખાવા ધાયરે, વાલાજી
એકલડી દાસીના દિન કેમ જાય. મારા વાલાજી
શરીર મારૂં સર્પતણો છે ભારોરે, વાલાજી
ઉગરવાનો નથી એકે આરો. મારા વાલાજી
જાય મારૂં જોબનીયું ભરપુરરે, વાલાજી
આવે દિવસે કંથ ગયા કેમ દુર. મારા વાલાજી
નાગરવેલ તો નીર વિના સૂકાયરે, વાલાજી
મુળમાંથી ઉપજી વહુની લાય. મારા વાલાજી
વાલા તમારી વાડીયો વણુશી જાયરે, વાલાજી
ટોયા વિના તો પંખી બેઠાં ખાય. મારા વાલાજી
ધણી વિના તો નીર્ધણીયાં લૂંટાયરે, વાલાજી
ગોકુલમાં કોની ઓથે રહેવાય. મારા વાલાજી
પીયુજી મારા પૂરણ કીરપા કરજોરે, વાલાજી
શોભણના સ્વામીજી વહેલા વળજો. મારા વાલાજી

માસ ૩ જો

પોશમાસે પડીયા અમને શોષરે, વાલાજી
તેડાવો જોષિડા જુવે જોષ. મારા વાલાજી

શા કારણથી નાખ્યા સુંદર શ્યામરે, વાલાજી
તરછોડીને ચાલ્યા ગોકુળગામ. મારા વાલાજી
બેઉ બંધુના લખજો કુશળ ખેમરે, વાલાજી
વધામણી વાંચતાં વાધે પ્રેમ. મારા વાલાજી
હઇયામાંથી નથી હોલાતો ખટકોરે, વાલાજી
કાગળિયો લખી મોકલજો કટકો. મારા વાલાજી
શાહી વિના તે હરતાળો દેવાઈરે, વાલાજી
ભૂધરજી તમે કેમ ભુલ્યા ચતુરાઈ. મારા વાલાજી
ચતુર હોય તેને ચારે દેશે ફૂમરે, વાલાજી
શામળીયા સાંભળજો મારી બૂમ. મારા વાલાજી
ઘડી ગણુંતાં મારા ગયા છે ત્રણેરે, વાલાજી
શોભણના સ્વામીજી રાખો શરણે. મારા વાલાજી

માસ ૪ થો

માહમહિનાની સેજલડી છે સુનીરે, વાલાજી
ગાતરની ઘાટડીયો ભીડું કેની. મારા વાલાજી
બાંહલડી કે કેની કંઠે નાખુંરે, વાલાજી
હઇયાના હીંડોળા મનમાં રાખું. મારા વાલાજી
વાવલિયા તે ઠંડા શીતળ વાયરે, વાલાજી
હીમાળો હાલ્યો તે કેમ રહેવાય. મારા વાલાજી
અમઉપર તે દુઃખનો ડુંગર વાળ્યોરે, વાલાજી
શામાટે શીયાળો ઘેર ન આવ્યો. મારા વાલાજી

તેજ અમારી આંખતણાં તો ઉલ્યાંરે, વાલાજી
હમણાંનું હસવું ને રમવું ભુલ્યાં. મારા વાલાજી
દેહતણાં તે દુઃખડાં કોને કહીયેરે, વાલાજી
આંસૂડાં ગાળીને થાકયાં રહીયે. મારા વાલાજી
ઓચિંતાં આવીને પડીયાં દુઃખડાંરે, વાલાજી
થોભણના સ્વામીજી આપો સુખડાં. મારા વાલાજી

માસ ૫ મો

ફાગણમાસે ફૂલ્યાં સુંદર ફૂલરે, વાલાજી
એ દેખી અંતરમાં ઉપજે શૂળ. મારા વાલાજી
વસંતઋતુમાં વિરહ ઉઠે છે ભારીરે, વાલાજી
જાતાં ઝેર દઇને કેમ ન મારી. મારા વાલાજી
ઓ પેલાં આહિરડાં ખેલે હોળીરે, વાલાજી
સરખી સૈયરની મળી છે ટોળી. મારા વાલાજી
ચૂવા ચંદન ઉડે અબીલ ગુલાલરે, વાલાજી
ભેર ભુંગળને વાગે મૃદંગ તાલ. મારા વાલાજી
જોરે બની છે ઘેરઇયાની ટોળીરે, વાલાજી
ઓ પેલી પડોશણ રંગમાં રોળી. મારા વાલાજી
હરિ અમારે હઇડે હરખ ન માયરે, વાલાજી
ગોકુળની ગોપીયો તમને ગાય. મારા વાલાજી
આ વેળા તમે આકાશથી ઉતરજોરે, વાલાજી
થોભણના સ્વામીજી વહારે ચહજો. મારા વાલાજી

માસ ૬ ઠે

ચૈતરમાસે મહોરી તારી વાડીરે, વાલાજી
ફરમાણાંતાં તેણે કુંપળ કાઢી. મારા વાલાજી
વૃંદાવનમાં ભારે દાડમ ફાલ્યાંરે, વાલાજી
ભીતરીયાંમાં ભારે દુઃખડાં સાલ્યાં. મારા વાલાજી
ભાતભાતનાં ફૂલડાં ફૂલ્યાં અહોળાંરે, વાલાજી
લીલાં ને પીળાં ને રાતાં ધોળાં. મારા વાલાજી
કાળી કોયલ બોલે મધુરા મોરરે, વાલાજી
ભમરા ગુંજારવના ઉડે સોર. મારા વાલાજી
ડમરો મરવો ગુલાબને ગુલતોરારે, વાલાજી
છોગલડાં મુકાવાને આવો ઓરા. મારા વાલાજી
અગર ચંદનની શોભા નથી અધુરીરે, વાલાજી
તેને તળે તો બેસો સભા પૂરી. મારા વાલાજી
જળ જમુનાંનાં છાંટણીયાં છંટાવુંરે, વાલાજી
શોભણના સ્વામીજી તમને ભાવું. મારા વાલાજી

માસ ૭ મો

વૈશાખમાસે વાટ તમારી ન્યાળુંરે, વાલાજી
આંખલડી ઉઘાડી ચોદશ ભાળું. મારા વાલાજી
ઝંખનામાં તો જાય છે આઠે પહોરરે, વાલાજી
મંદિરીયામાં નથી વેતું સોર. મારા વાલાજી
જીવ અમારો આકુળ વ્યાકુળ થાયરે, વાલાજી
ઘડી એકમાં તો જન્મારો વહી જાય. મારા વાલાજી

દુઃખડાંમાંથી સુખનો લેતાં લાભરે, વાલાજી
ઓચિંતો અમઉપર પાડયો આભ. મારા વાલાજી
જળનાં જીવડાં હળવાહળ કેમ સહેશેરે, વાલાજી
તરણુંઉપર કેમ મેરૂ રહેશે. મારા વાલાજી
કીડી ઉપર કટક ચઢાવી લાવ્યાંરે, વાલાજી
વાલપણામાં વિખના છોડ વાવ્યા. મારા વાલાજી
શું નાખો છો તાણીને તરછોડીરે, વાલાજી
શોભણના સ્વામીને કહું કર જોડી. મારા વાલાજી

માસ ૮ મો

જેઠમાસે જોઇ રહી છું ઠેઠરે, વાલાજી
ઉનાળો ઉલ્યો પણ નવ થઈ ભેટ. મારા વાલાજી
ઘડી ગણતાં માસ ગયા છે આઠરે, વાલાજી
આગળ આવ્યા અશાડાના ઘાટ. મારા વાલાજી
જીવનજી તમને બહુ ઘણી લુ વાશેરે, વાલાજી
ઉનાળાની આંચે દેહ કરમાશે. મારા વાલાજી
પીયુડા તારી કુમકુમ વરણી મોળરે, વાલાજી
મંદિરયે આવીને ચંદન ચોળ. મારા વાલાજી
વીંઝણિયે તે વાવલીયા ઢોળાવુંરે, વાલાજી
શીતળજળ ઝારીયો આગળ લાવું. મારા વાલાજી
તારે અરથે આંગણું સ્વચ્છ કરાવુંરે, વાલાજી
શીતળ વા સંઘાતે રાસ રમાડું. મારા વાલાજી

જાદવ તમને ઝીણાં વસ્ત્ર પહેરાવુંરે, વાલાજી
શોભણુના સ્વામીજી લાડ લડાવું. મારા વાલાજી

માસ ૯ મો

અશાડમાસે આવી મેઘ ધડુકે, વાલાજી
વીજળીયો ચમકે ને જોર ઝણુકે. મારા વાલાજી
અવધઉપર સરવે આવી ઉભુંરે, વાલાજી
શામળીયાજી કોની જોડે શોભું. મારા વાલાજી
ઘેર વળ્યા જે ગયા હતા પરદેશરે, વાલાજી
પીયુજી મારા કોનાં એહાં લેશ. મારા વાલાજી
આ ચોઘડીચે એવો ઉપરનો નેહરે, વાલાજી
પ્રાણ તજું કે પાડું મારો દેહ. મારા વાલાજી
કાં જાણું જે ભૈરવજપ ઝંપલાવુંરે, વાલાજી
કાશીએ જઇને કરવત મૂકાવું. મારા વાલાજી
કાં જાણું જે જોગ ધરીને જાઉંરે, વાલાજી
તારેને વિજોગે ચાહશ ધાઉં. મારા વાલાજી
જોયા વિનાને જંપજ નથી વળતારે, વાલાજી
શોભણુના સ્વામીજી શે નથી મળતા. મારા વાલાજી

માસ ૧૦ મો

શ્રાવણમાસે સરવડિયાંની ઝડિયોરે, વાલાજી
એવીની નથી ઉઘડતી ઘડિયો. મારા વાલાજી
વા વાદળને વાય છે બહુ સોરરે, વાલાજી
નાની મોટી નદીયે આવ્યાં પુર. મારા વાલાજી

કંથવિના કામનીચે કેમ ખમાશેરે, વાલાજી
પરદેશી પિયુની પ્રિત જણાશે. મારા વાલાજી
જે કાનુડે કંસનું કર્યું નિર્ધનરે, વાલાજી
તે કાનુડો કોનું ઠારે મન. મારા વાલાજી
આ વાલાનો અધુરો ઘરવાસરે, વાલાજી
માસી મારી તેનો શો વિશ્વાસ. મારા વાલાજી
ઢોરાં ચાર્યાં તેનો તે શું તોલરે, વાલાજી
વાટે ને ઘાટે હો જૂઠા બોલ. મારા વાલાજી
ભૂધરજી તમે ભરવાડાવટ રાખીરે, વાલાજી
શોભણના સ્વામીજી જુવો આંખી. મારા વાલાજી

## માસ ૧૧ મો

ભાદરવે ભરનિદ્રા લાગી મીઠીરે, વાલાજી
સ્વપ્નામાં તો તારી મૂર્તિ દીઠી. મારા વાલાજી
માથે મૂગટ પીતાંબર છે પહેર્યાંરે, વાલાજી
તિલક છાપ ને ટપકાં કેસરકેરાં. મારા વાલાજી
પાતળિયાનો પટકો જોઈને હરખીરે, વાલાજી
તે વેળાએ દુઃખડાં ચાલ્યાં છટકી. મારા વાલાજી
કાને કુંડલ કોટે મોતીહારરે, વાલાજી
જરકશી ને જામે ઝળકે તાર. મારા વાલાજી
વાંસલડીની વરણાગી શી કહીયેરે, વાલાજી
ઘૂઘરિયો દેખીને ઘેલાં થઈએ. મારા વાલાજી

વધામણી તો આવે વારેવારરે, વાલાજી
શોભણુના સ્વામી મળીયો મોરાર. મારા વાલાજી

માસ ૧૨ મો

આસોમાસે આવી વાયસ બોલેરે, વાલાજી
ચોકમાં આવીને ચાસ ડોલે. મારા વાલાજી
વધામણી કોઈ લાવે આણી વારરે, વાલાજી
કંઠેથી આપું એકાવળહાર. મારા વાલાજી
તરીયાંતોરણ બાંધું મારે દ્વારરે, વાલાજી
ઘરમાં ઘાલું કુમ કુમ વરણીઆર. મારા વાલાજી
સોનાને શ્રીફળે પુરૂં થાળરે, વાલાજી
ભેર ભુંગળ વજડાવું મૃદંગ તાલ. મારા વાલાજી
ચાલો સજની વૈકુંઠનાથ વધાવારે, વાલાજી
શોભણુના સ્વામીજી મંદિર આવ્યા. મારા વાલાજી
બારે માસે આવી ઝાલી હાથરે, વાલાજી
મોતીડે વધાવ્યા વૈકુંઠનાથ. મારા વાલાજી

માસ ૧૩ મો

પુરૂષોત્તમજી પુરૂષોત્તમ મસવાડોરે, વાલાજી
દયા કરી તે દિવાળીનો દહાડો. મારા વાલાજી
હરિ અમારે આનંદઓછવ થાયરે, વાલાજી
માનનિયો મળીને મંગળ ગાય. મારા વાલાજી
સેવક સરવે આરતી ઉતારેરે, વાલાજી
અલબેલાજીઉપર તનમન વારે. મારા વાલાજી

ખાનપાન પકવાન્ન મીઠા મેવા રે, વાલાજી
જમુનાજળ ઝારીયો આચમન લેવા. મારા વાલાજી
લવીંગ સોપારી એલચી આદરમાનરે, વાલાજી
વળી આપું બીડલે બાસઠપાન. મારા વાલાજી
સુખસજ્યામાં પોઢાડું નંદલાલરે, વાલાજી
થોભણના પ્રભુ નીરખીને થાઉં ન્યાલ. મારા વાલાજી

---

## (૪૦) સતગુરૂના મહિના

શરદપૂનેમની રજની અંજવાળી, રમવા ચંદ્ર સખી ચાલી,
સુરત મુરત બેઉ શણગારીરે, ગરબે સતગુરૂને રમીયે;
જુઠડે મારગ નવ ભમીયેરે, ગરબે સતગુરૂને રમીયે.
કારતકે કરમ ગયાં નાસી, હું તો હવે સતગુરૂની દાસી,
શીદને ભણવા જાઉં કાશીરે. ગરબે સતગુરૂ૦
માગશરે મન મારૂં મળીયું, દુઃખ મારૂં ભવતણું ટળીઉં,
રે જેમ લુણ પાણીસેં ભરીયુંરે. ગરબે સતગુરૂ૦
પોષે પાસે છે સ્વામી, ઘટમાં અલખ પુરૂષ પામી,
રે સદા રહું છું શીશનામીરે. ગરબે સતગુરૂ૦
માહે મહા પદવી લાધી, સુરતા સાહેબશું બાંધી,
ભાવઠ ભવતણી ભાંગીરે. ગરબે સતગુરૂ૦
ફાગણે ભમરીઓ ફુલી, અતિ આનંદે રગીએ હોળી,
રે લઈ રસસાગરમાં બોળીરે. ગરબે સતગુરૂ૦

ચૈતરે સુરત ચડી ઉંચી, લાધી મને પ્રેમ તણી કુંચી,
રે સદાય રહું છું રંગરાચીરે. ગરબે સતગુરૂ૦

વૈશાખે વિશ્વતણો ભરતાર, સાહેબ સબ જુગનો છે કીરતાર,
લાગી મને અંતર ગઢ સુરતારે. ગરબે સતગુરૂ૦

જેઠે જુગત બની સાચી, કાયા નર દેહે રંગરાચી,
આનંદ દેજો રંગરાસીરે. ગરબે સતગુરૂ૦

અશાડે આકાશ ધુમ લાગી, ચોદશ અમીરસ ઝણુ લાગી,
જેમ વીજ ગગન ચડી ગાજીરે. ગરબે સતગુરૂ૦

શ્રાવણે સુરત ચડી ઉંચી, લાધી મને પ્રેમ તણી કુંચી,
ભકિત પ્રેમતણી સાચીરે. ગરબે સતગુરૂ૦

ભ્રમવતી ભાદરવે ભારી, રે રાતડી દીસે અંધારી,
હવે વેગે વહાર કરો મારીરે. ગરબે સતગુરૂ૦

આશોની રજની અંજવાળી, રમવા ચંદ્ર સખી ચાલી,
સુરત સુરત બેઉ શણગારી. ગરબે સતગુરૂ૦



# અનુક્રમણિકા



नमस्ते रसङ्गे शिवे सानुकम्पे ।
नमस्ते जगद्व्यापिके विश्वरूपे ॥
नमस्ते जगद्वन्ध पादारविन्दे ।
नमस्ते जगत्तारिणि पाहि दुर्गे ।